કુલ પ્રત ૮૯,૦૦૦.

ગોંડળ, જુનાગઢ, ભાવનગર, અને કચ્,
તરીકે, મુંબઈ ઈલાકાના તથા ગાયકવાડ
ખાતામાં લાઇબ્રેરી બુક તરિકે, ને ઘણું
ટેક્સ્ટ બુક તરીકે મંજ

સરલ

# ગુજરાતી બાળ

( આવૃત્તિ ૩૭ મી—પ્રત ૫

પ્રેમચંદ ક

ગોંડળ, જુનાગઢ, ભાવનગર અને કચ્છ સ્ટેટમાં
ટેકસ્ટબુક તરીકે, મુંબઈ ઇલાકાના તથા ગાયકવાડ
સરકારના કેળવણી ખાતામાં લાઇબ્રેરિ બુક તરીકે, ને ઘણી
મિડલ સ્કૂલોમાં ટેકસ્ટ બુક તરીકે મંજૂર થએલ

સરલ

# ગુજરાતી બાળવ્યાકરણ.

પ્રાથમિક તથા અંગ્રેજી-ગુજરાતીશાળા માટે

લેખક તથા પ્રકાશક,

**પ્રેમચંદ કરમચંદ શાહ,**

માજી ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, ગોંડળ સ્ટેટ.
મુ. કપડવંજ ( જિલ્લે ખેડા ).

આવૃત્તિ ૩૦ મી. પ્રત-૫૦૦૦. (કુલ પ્રત-૮૭૦૦૦,)



અમદાવાદ-ધી "ડાયમંડ જ્યુબિલિ" પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

સંવત્ ૧૯૮૨. સને ૧૯૨૬.

કિંમત પાંચ આના.

# અર્પણ પત્રિકા.

## એમ. એ. તરખડ. એસ્કવાયર.

મહૂંમ એજ્યુકેશનલ ઇન્સપેકટર સાહેબ બહાદુર,

ગોંડળ સ્ટેટ.

આપે કાઠિયાવાડ એજન્સિના પ્રાથમિક શાળાઓના મહેતાજી-
ઓની સ્થિતિ સુધારવાને, તથા શાળાનુ શિક્ષણ સુધારવાને,
ભગીરથ પ્રયત્ન કર્યો છે, વેરાવળ કોન્ફરન્સના
પ્રમુખ તરીકે બિરાજી નવાં ધોરણોની અગ-
ત્યતા સાબીત કરી આપી, જેના પરિ-
ણામમાં સરકારે નવાં ધોરણો રચ્યાં,
ઇત્યાદિ ઇત્યાદિ સદ્દગુણોથી
મોહિત થઈ આ પુ-
સ્તક આપને અર્પ-
ણ કરૂં છું તે
સ્વીકા-
રશો.

સેવક,

પ્રેમચંદ કરમચંદ શાહ.

# ત્રેવીસમી આવૃત્તિની પ્રસ્તાવના.

પ્રાથમિક શાળામા પ્રથમ હોપકૃત વ્યાકરણ ચાલતું, એ ઘણું નાનું હોવાથી શીખનાર શિખવનારને ઘણી તરેહની શંકાઓ પડતી; તે ટાળવાને અમે સને ૧૮૯૫ મા **'ગુજરાતી બાળવ્યાકરણ'** બહાર પાડયું. તે મુબઇ ઇલાકાના મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબ બહાદુરે પોતાના નં. ૮૦૦૫, તા. ૨૩–૩–૧૮૯૭ થી **લાઇબ્રેરિ બુક** તરીકે મંજૂર કર્યું.

સને **૧૯૦૨** ની સાલમાં પ્રાથમિક શાળાનાં નવાં ધોરણ રચાયા. તેમા ગોઠવાયલા ક્રમ પ્રમાણે શિખવવાને હોપકૃત વ્યાકરણ તદ્દન નકામું થયું. નવાં ધોરણની રચનાનુસાર ફેરફાર કરી **અમે** છટ્ઠી આવૃત્તિ બહાર પાડી, ને તેમાં વખતોવખત સુધારો વધારો કરતા આવ્યા છીએ. સુધારેલી દશમી આવૃત્તિ મે. ડિરેક્ટર સાહેબે ઇ. નં. ૧૨૮૪૯ તા. ૨૧–૩–૦૮થી, ને ઓગણીશમી આવૃત્તિ મે. ઉ. વિ. એ. ઇ. સાહેબે ઇ. નં. ૫૫૫૪, તા. ૩૦–૮–૧૭ થી **લાઇબ્રેરિ બુક** તરીકે મંજૂર કરી છે.

શીખનાર શિખવનારને સરળ પડે, માટે ચૌદમી આવૃત્તિથી પુસ્તકના ધોરણવાર ભાગ પાડી, દરેક ભાગમાં શિખવવાના વિષયોની **પાઠમાં રચના** કરી છે, અને ઘણે ભાગે પાઠ નીચે **મનોયત્ન** આપ્યાં છે. વિષયવાર એકેકજ પાઠ રાખવાથી કેટલાક પાઠ લાંબા થયા છે, માટે એક દિવસે પાઠનો જેટલો ભાગ બરાબર સમજાવી શકાય તેટલો જ રાખવો. **કોઈ પણ વિષયની વ્યાખ્યા પ્રથમ ન આપતાં દાખલા પરથી છોકરાં પાસે કઢાવવી. શિખવતી વખતે કાળાં પાટિયાંનો જેમ બને તેમ વિશેષ ઉપયોગ કરવો.**

વિદ્યાર્થીઓ પદચ્છેદમાં સારા નીવડે, સબબ ઠેકાણે ઠેકાણે પદ-

ચ્છેદને લગતા નિયમો આપ્યા છે; તથા તે નિયમાનુસાર પુષ્કળ ઉદાહરણો લઇ પદચ્છેદ કરી બતાવ્યું છે. **શરૂઆતમાં** શબ્દોના વર્ગ વિદ્યાર્થી બરાબર સમજી શકે; માટે સાક્ષર ઍબટ સાહેબના અભિપ્રાય મુજબ અમુક શબ્દ વાક્યમા શું જણાવે છે, તે જણાવી પછી તેનો વર્ગ કહેવાનું ધોરણ રાખેલું છે. આથી વિદ્યાર્થીઓ ગપો મારતા અટકે છે.

પદચ્છેદમાં પડતી શંકાઓનું સમાધાન સ્થળે સ્થળે આપ્યું છે. ત્રીજા ભાગમાં અવ્યયના બારીક પેટા વિભાગ બહુધા આજ હેતુથી આપેલા છે, તે છોકરાંને મોઢે કરાવવાના નથી. પૃથક્કરણ અને પદચ્છેદમાં બાળકો તેનો ઉપયોગ કરી શકે એટલે બસ છે.

વાક્યપૃથક્કરણ સારૂં થવા ખાતર તેને માટે ઉદાહરણો આપી નિયમ સમજાવ્યા છે, તથા ઘણું કરી બતાવ્યું છે. જે વાક્યનું પદચ્છેદ કરાવવું હોય, તેનું **પ્રથમ પૃથક્કરણ** કરાવી પછી પદચ્છેદ કરાવવું લાભકારી છે; એથી કર્ત્તાકર્મની વિભક્તિમાં ભૂલ પડતી નથી, તથા વાક્યમાં શબ્દનો સંબંધ સમજાયાથી પદચ્છેદમા સરળતા થાય છે.

પુસ્તકમાં વાક્યરચનાના નિયમો આપ્યા છે, તેનો ઉપયોગ શિક્ષકોએ શ્રુતલેખન, નિબંધ, વગેરે લખાણ સુધરાવવાને કરવો જોઇએ.

વિરામચિહ્નનો વિષય આ પુસ્તકને અંતે આપ્યો છે, પણ તે વિષય પાંચમા ધોરણથી ચલાવવાનો છે. એ ધોરણથી વિદ્યાર્થીઓ પોતાના લખાણમા સમજીને વિરામચિહ્ન મૂકે એવી ટેવ પાડવી જોઇએ.

વ્યુત્પત્તિનો વિષય આ પુસ્તકમાં દાખલ કર્યો નથી, તેને માટે અમે **'સરલ વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ'** નામનું પુસ્તક જુદું બહાર પાડ્યુ છે. એ પુસ્તક ઉ. વિ. ના મે. એ. ઇ. સા. બહાદુરે **સઘળી સ્કુલો અને ટ્રેનિંગ કૉલેજો માટે લાઇબ્રેરિ અને પ્રાઇઝબુક તરીકે મંજૂર કર્યું છે.**

આ આવૃત્તિમાં વિદ્યાર્થી તથા હાલના શિક્ષકોની **શક્તિ** લક્ષમા રાખી નવાં સુધરેલાં ધોરણો અનુસાર **રચનામાં** તેમજ વિષયના **વિવેચનમાં** સુધારો વધારો કર્યો છેઃ વાક્યોનાં પદોના વર્ગ, તેમનો સંબંધ, વાક્યપૃથક્કરણ વગેરે દરેક ભાગમાં ઉત્તરોત્તર ચઢીઆતું આપ્યું છે. આમ કરવાથી પુસ્તકના કદમાં વધારો થતાં કિમ્મત સહજ વધારવી પડી છે.

સમજપૂર્વક પદચ્છેદ અને વાક્યપૃથક્કરણ વિદ્યાર્થીઓ કરી શકે, તેને માટે આ પુસ્તકમાં **પૂરતી સંભાળ** લેવામાં આવી છે. જે જે શાળાઓમાં આ પુસ્તક ચાલે છે, ત્યાંના સઘળા શિક્ષકો **એકે અવાજે** વ્યાકરણ શિખવાને આ પુસ્તક **અત્યુત્તમ** સાધન લેખે છે. **દિવસે દિવસે તેનો ફેલાવો વધતો જાય છે.**

આ આવૃત્તિમાં સુધારો વધારો કરવામાં આ વિષયપરનાં કેટલાંક માન્ય પુસ્તકો વાંચવા વિચારવામા આવ્યાં છે, તેને માટે આ સ્થળે તે સર્વ ગ્રંથકારોનો આભાર માનું છું.

તા. ૯ જુન ૧૯૧૯. } **કર્ત્તા.**
**કપડવંજ.**

**આવૃત્તિ ૨૪ મી:**—આ આવૃત્તિમાં માત્ર કોઇ કોઇ સ્થળે સહજ ઉમેરણ કરવામાં આવ્યુ છે. તા. ૧૩-૧-૨૦.

આ આવૃત્તિ મે. ઉ. વિ. એ. ઇ. સા. બ. ઈ. નં. ૯૪૫૪ તા. ૨૫-૧૦-૨૦ થી લાઇબ્રેરિબુક તરીકે મંજૂર કરી છે.

**આવૃત્તિ ૨૯ મી:**—આ આવૃત્તિમા વિદ્યાર્થીઓ પદચ્છેદમાં સંશયરહિત થવા માટે યોગ્ય સુધારો વધારો કર્યો છે. તા. ૫-૪-૨૫.

**આવૃત્તિ ૩૦ મી:**—આ આવૃત્તિમા કેટલાક શિક્ષકવર્ગની સૂચનાનુસાર 'સમાસ'નો વિષય ઉમેર્યો છે. તા. ૧૩-૨-૨૬.



# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો—ધોરણ ૪ થા માટે.

## ભાગ ૨ જો-ધોરણ પાંચમા માટે.



## ભાગ ૩ જો-ધોરણ છઠ્ઠા સાતમા માટે.

સરલ

# ગુજરાતી બાળવ્યાકરણ.*

## ભાગ ૧ લો. ધોરણ ચોથા માટે.

આ વિષય પ્રાથમિકશાળાના ચોથા ધોરણથી શરૂ થાય છે, તેથી શિક્ષકોએ એમ ન સમજવું કે ચોથા ધોરણથી તેની શરૂઆત કરવાની છે. છેક બાળવર્ગથી શરૂ કરવાનો છે. બાળવર્ગ, પહેલા, બીજા તથા ત્રીજા ધોરણમાં પ્રશ્નના જવાબ ટુંકા પણ પૂર્ણ વાક્યોમા લેવા, તથા શિખવેલી બાબતોનું તેવા વાક્યોમા વર્ણન કરાવવું એ વ્યાકરણશિક્ષણછે.

ચોથા ધોરણમાં "વ્યાકરણનાં મૂળતત્ત્વો અને સાદું પદચ્છેદ; વાક્યના બે મુખ્ય ભાગ—ઉદ્દેશ્ય અને વિધેય. વિધેયના બે ભાગ—ક્રિયા અને ક્રિયાપૂરક. વિશેષણ તથા ક્રિયાવિશેષણ વડે ઉદ્દેશ્ય અને વિધેયના વધારા. ક્રિયાપૂરક તરીકે આવતા શબ્દો અને તેમના વિશેષણથી વધારા. સાદું પદચ્છેદ અને છેક સાદા વાક્યોનું પૃથક્કરણ, ટુંકા નમૂનાના વાક્યો બનાવવા," એટલું રાખેલ છે તે નીચેને ક્રમે શિખવવું.

---

* લોક પોતાના વિચાર એકબીજાને જે વડે બોલીને કે લખીને જણાવે છે, તે ભાષા કહેવાય છે, અને ભાષા શુદ્ધ કેમ બોલવી લખવી, તે જણાવનાર શાસ્ત્રને વ્યાકરણ કહે છે. વ્યાકરણ (વિ+આ+કૃ=સ્પષ્ટ કરવું+અન=ક્રિયાવાચક પ્રત્યય) માં શબ્દોનું સ્પષ્ટીકરણ એટલે શબ્દોની વ્યુત્પત્તિ, શુદ્ધ શબ્દોમાં જોવામાં આવતા નિયમો, તેમજ શબ્દોના વર્ગ, પ્રકાર, સંબંધ, વગેરેનું વર્ણન હોય છે.

# પાઠ ૧ લો. વાક્ય, શબ્દ તથા અક્ષરની સમજ.

(૧). ઘોડો દોડે છે.
(૨). પંખી ઊડે છે.
(૩). છોકરા રમે છે.
(૪). ઘોડો ખડ ખાય છે.
(૫). પંખી ચારો ચરે છે.
(૬). વડનું ઝાડ મોટું થાય છે.

આ બધા **વાક્યો** કહેવાય, કેમકે એ વડે બોલનારની મતલબ સામો માણસ પૂરેપૂરી સમજી શકે છે. પહેલા વાક્યમાં બે **શબ્દ** છે. 'ઘોડો' ને 'દોડે છે'; બીજા વાક્યમાં 'પંખી' અને 'ઊડે છે'; ત્રીજા વાક્યમા 'છોકરા' અને 'રમે છે'; ચોથા વાક્યમા 'ઘોડો', 'ખડ', અને 'ખાય છે'; પાચમા વાક્યમા 'પંખી,' 'ચારો,' અને 'ચરે છે;' અને છઠ્ઠા વાક્યમા 'વડનું', 'ઝાડ' 'મોટું', અને 'થાય છે' શબ્દ છે.

**ટીપઃ—શબ્દો વડે મનના વિચાર અથવા ભાવ** તો જણાય, **પણ પૂરો વિચાર ન જણાય, તે તો વાક્યથીજ જણાય જેમ,** આપણે ઘોડો જોયો અને તે વડે જે વિચાર ઉત્પન્ન થાય તે 'ઘોડો' એ શબ્દ વડે સંપૂર્ણ જણાઇ શકે છે. તેમજ તેને દોડતો દેખીને જે વિચાર ઉત્પન્ન થાય તે 'દોડતો' એ શબ્દ બોલ્યાથી સંપૂર્ણ બતાવી શકાય છે, પણ 'તે ઘોડો દોડે છે' એવો જે મનનો પૂરો વિચાર તે વાક્ય વિના કોઈ પણ રીતે બતાવી શકાતો નથી.

શબ્દો ગમેતેમ ભેગા કરવાથી વાક્ય ન બને–હાથ આગળી–આમ શબ્દો સાથે લેવાથી તેમાથી અર્થ નીકળતો નથી. હાથની આગળી–આમ બોલવાથી તેમાથી અર્થ નીકળે છે, પણ પૂરો અર્થ નીકળતો નથી. હાથની આગળી છરીથી કપાઇ–આમ બોલીએ તો પૂરો અર્થ નીકળે ને વાક્ય બન્યું કહેવાય.

કેટલીક વખત **એક શબ્દથી** વાક્ય બને છે. જેમ, 'લખ,' 'જા,' 'જાઓ,' 'બેસો,' 'દોડો,' 'આવજો,' વગેરે; કેમકે એક શબ્દ બોલવાથી પણ કહેનારની મતલબ પૂરેપૂરી સામો માણસ સમજી શકે છે.

**એક કે વધારે શબ્દ મળ્યાથી બોલનારના મનનો પૂરેપૂરો વિચાર સામો માણસ સમજી શકે, તો તેને વાક્ય કહે છે.**

શબ્દો **અક્ષરના** બને છે. જેમ, કલમ એમાં ક, લ, મ ત્રણ અક્ષર છે, મહેનત એમાં મ, હે, ન, ત ચાર અક્ષર છે. કેટલાક શબ્દો ટુંકા ને કેટલાક લાંબા છે. મા, બા, ઘી એક અક્ષરના છે; કાકા, મામા, બે અક્ષરના છે; અમદાવાદ એ પાંચ અક્ષરનો શબ્દ છે.

જેમ શબ્દો ગમે તેમ સાથે લેવાથી વાક્ય બને નહિ, તેમ અક્ષરો ગમેતેમ સાથે લેવાથી શબ્દ બને નહિ. કન, ગફ, ધલ—આમ અક્ષરો લેવાથી તેમાંથી કાંઇ અર્થ નીકળતો નથી, માટે તે શબ્દો નથી. મગ, તલ, અડદ, સમજણ—આમ અક્ષરો સાથે લેવાથી અર્થ નીકળે છે માટે તે **શબ્દો** છે.

**એક કે વધારે અક્ષર મળ્યાથી કાંઈ પણ અર્થ સમજાય, તેને શબ્દ કહે છે.**

---

## પાઠ ૨. સ્વર, વ્યંજન.

અમરેલી એમા અ, મ, રે, લી ચાર અક્ષર છે. 'અ' નો ઉચ્ચાર કરવામા બીજા અક્ષરની મદદ લેવી પડતી નથી. પણ 'મ' નો ઉચ્ચાર કરવામાં 'મ્'ની સાથે **'અ'**ની, 'રે'ના ઉચ્ચારમાં 'ર્'ની સાથે **'એ'**ની અને 'લી'ના ઉચ્ચારમાં 'લ્'ની સાથે 'ઈ'અક્ષરના ઉચ્ચારની સહાયતા લેવી પડે છે.

**જે અક્ષરના ઉચ્ચાર કરતાં બીજા અક્ષરની સહાયતા લેવી પડતી નથી, તેને સ્વર કહે છે.**

ગુજરાતી ભાષામાં ૧૧ સ્વર છે. અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, એ, ઐ, ઓ, ઔ એમાં અ, ઇ, ઉ, ઋ **હ્રસ્વ સ્વર** છે, એટલે બોલવામાં ટુંકા છે. આ, ઈ, ઊ, એ, ઐ, ઓ, ઔ **દીર્ઘ સ્વર** છે, એટલે બોલવામા લાંબા છે.

ॠ, ऌ, એ બે સ્વર ગુજરાતીમાં વપરાતા નથી, સંસ્કૃતમા વપરાય છે.

**જે અક્ષરનો ઉચ્ચાર કરવામાં કોઇપણ સ્વરની સહાયતા લેવી પડે છે, તેને વ્યંજન કહે છે. એટલે વ્યંજનના ઉચ્ચારમાં તેની સાથે સ્વરનું વિશેષ આંજણ જોઈએ છે.**

વ્યંજન ૩૪ છે:—

ક્, ખ્, ગ્, ઘ્, ઙ્. ચ્, છ્, જ્, ઝ્, ઞ્; ટ્, ઠ્, ડ્, ઢ્, ણ્; ત્, થ્, દ્, ધ્, ન્; પ્, ફ્, બ્, ભ્, મ્; ય્, ર્, લ્, વ્; શ્, ષ્, સ્, હ્; ળ્.

---

## પાઠ ૩. બારાખડી.

ઋ સિવાયના દશ સ્વરો, અને અં તથા અઃ વ્યંજનમા મળવાથી **બાર અક્ષર** થાય છે, માટે તેને **બારાક્ષરી** કે **બારાખડી** કહે છે.

બારાખડી લખવામા વ્યંજનની નીચેનું ચિહ્ન કાઢી નાંખી વ્યંજન સાથે સ્વરોની નિશાનીઓ જોડાય છે.

| **સ્વર.** | **નિશાની.** | **નિશાનીનું નામ.** | **બારાખડી.** |
|---|---|---|---|
| ૧. અ | નથી | નથી | ક્+અ=ક |
| ૨. આ | ા | કાનો | ક્+આ=કા |
| ૩. ઇ | િ | હ્રસ્વ ઇ (હ્રસ્વ અજ્જુ) | ક્+ઇ=કિ |
| ૪. ઈ | ી | દીર્ઘ ઈ (દીર્ઘ અજ્જુ) | ક્=ઈ=કી |

| | | | |
|---|---|---|---|
| ૫. ઉ | ु | હ્રસ્વ ઉ (હ્રસ્વ વરડુ) | ક્+ઉ=કુ |
| ૬. ઊ | ू | દીર્ઘ ઊ (દીર્ઘ વરડુ) | ક્+ઊ=કૂ |
| ૭. એ | ે | એક માત્રા | ક્+એ=કે |
| ૮. ઐ | ૈ | બે માત્રા | ક્+ઐ=કૈ |
| ૯. ઓ | ો | કાનો માત્રા | ક્+ઓ=કો |
| ૧૦. ઔ | ૌ | કાનો બે માત્રા | ક્+ઔ=કૌ |

ઉપર મુજબ થએલા દશ અક્ષરોમા 'કં' (ક્+અ+ં) અને 'કઃ' (ક્+અ +ઃ) ઉમેરવાથી બાર અક્ષર થાય છે.

**અનુસ્વારઃ**—હરકોઇ સ્વરને માથે આવું (ં) ટપકું કરવામાં આવે છે, તેને **અનુસ્વાર** કહે છે; કેમકે તેનો ઉચ્ચાર સ્વરની પછી થાય છે. જેમકે, અંક, શીંગડા, મીઠું, મેં, વગેરે.

**વિસર્ગઃ**—હરકોઇ સ્વર આગળ આવાં (ઃ) બે ટપકાં કરવામાં આવે છે, **તેને વિસર્ગ** કહે છે. જેમકે, અંતઃકરણ, દુઃખ, વગેરે. તેનો ઉચ્ચાર 'હ્' જેવો થાય છે.

અનુસ્વાર ને વિસર્ગ વ્યંજન પછી આવી શકતા નથી, **સ્વર-નીજ** પછી આવે છે.

---

## પાઠ ૪. જોડાક્ષર.

| | | | |
|---|---|---|---|
| ત્+ય્+અ=ત્ય | નિત્ય | ષ્+ટ્+ર્+અ=ષ્ટ્ર | સૌરાષ્ટ્ર |
| ક્+ક્+ઈ=ક્કી | નક્કી | ર્+ગ્+ઉ=ર્ગુ | વટેમાર્ગુ |
| દ્+ગ્+ઉ=દ્ગુ | સદ્ગુણ | ત્+ત્+અ=ત્ત | પિત્તળ |
| ટ્+ટ્+ઈ=ટ્ટી | ભઠ્ઠી | શ્+વ્+અ=શ્વ | પરમેશ્વર |
| પ્+ર્+અ=પ્ર | પ્રભુ | ક્+ષ્+અ=ક્ષ | અક્ષર |
| સ્+ત્+ર્+અ=સ્ત્ર | શાસ્ત્ર | જ્+ઞ્+અ=જ્ઞ | જ્ઞાન |

**બે અથવા વધારે વ્યંજનો જોડાવાથી જોડાક્ષર બને છે.** આથી એને **સંયુક્ત વ્યંજનો** પણ કહે છે.

**જોડાક્ષર લખવાની રીતઃ—**

(૧). કાના જેવા ભાગવાળા વ્યંજન સાથે બીજો વ્યંજન જોડવો હોય છે, ત્યારે કાનાવાળો ભાગ મૂકી દેવામા આવે છે. જેમ, લાગ્યો, બચ્ચા, અન્ન, ચશ્મા.

(૨). પહેલા વ્યંજનમા કાના જેવો ભાગ ન હોય, તો બંને વ્યંજનો પાસપાસે લખાય છે, અથવા પહેલા વ્યંજન નીચે ખોડાનું ચિહ્ન કરે છે, અથવા પહેલા નીચે બીજો લખાય છે. જેમકે, નક્કી, પૂછ્યું, સજ્જડ, અડાડ્યો; ચિહ્ન, સદ્‌ગુણ; હોદ્દો, રદ્દો.

(૩). કાના જેવા ભાગવાળા વ્યંજન સાથે ર્ જોડવો હોય તો 'ર્' નું/ આવું ચિહ્ન કરાય છે. જેમ, પ્રભુ, બ્રાહ્મણ, ભ્રમર, ત્રીજો. કાના વગરના વ્યંજન સાથે જોડવો હોય, તો ^ અગર / આવું ચિહ્ન કરે છે. જેમ, મહારાષ્ટ્ર, ક્રમ. ર્‌ની સાથે કોઈ વ્યંજન જોડવો હોય, તો ॅ આવી નિશાની કરે છે. જેમ, વર્ણન, ધર્મશાળા, દર્પણ. ॅ આવી નિશાનીને રેફ કહે છે.

(૪). શ્‌ની સાથે ચ, વ, ર જોડવો હોય, તો (શ) ને બદલે શ્ર આવું રૂપ વાપરે છે, જેમ, પશ્ચિમ, ઈશ્વર, શ્રવણ.

**જોડાક્ષર વાંચવાની રીતઃ**—ડાબા હાથ ભણીનો પ્રથમ, ને જમણા હાથ ભણીનો પછી બોલાય છે. જેમ, વાક્ય. મથાળે લખાય તે પ્રથમ બોલાય, ને નીચે લખાય છે તે પછી બોલાય છે. જેમ, પર્વ, વક્ર.

જોડાક્ષર (જોડ+અક્ષર)મા 'અક્ષર'નો અર્થ **વ્યંજન** સમજવો. બારાક્ષરી વ્યંજનમા સ્વર મળવાથી થાય છે, માટે જોડાક્ષરમાં ન

ગણાય. સ્વર અને વ્યંજનોમાં અક્ષરો જોડાતા નથી, માટે એ **મૂળાક્ષરો** કહેવાય છે.

---

## પાઠ ૫. વાકયના મુખ્ય બે ભાગ.

'મગન રમે છે.' આ વાકયમાં કોને માટે વાત કરી છે? 'મગન' ને માટે. શી વાત કરી છે? 'રમે છે.' છગન પાઠ વાંચે છે. આ વાકયમાં 'છગન' ને માટે કહેવામાં આવ્યું છે અને તેને માટે 'પાઠ વાંચે છે' એ કહ્યું છે. આમ દરેક વાકયના બે ભાગ હોય છે.

**(૧). જેની આપણે વાત કરતા હોઇએ તે એક ભાગ,** અને
**(૨). તેના વિષે જે વાત કરીએ તે બીજો ભાગ.** જેમઃ—

| **વાકય.** | **કોને માટે ? (ઉદ્દેશ્ય).** | **શું કહ્યું ? (વિધેય*).** |
|---|---|---|
| ૧. ઘર પડયું. | ઘર | પડયું. |
| ૨. મગન દોડે છે. | મગન | દોડે છે. |
| ૩. ઘોડો ખડ ખાય છે. | ઘોડો | ખડ ખાય છે. |

**મનોયત્ન ૧.**

નીચેનાં વાકયોમાં **કોને માટે** અને **શું** કહેવામાં આવ્યું છે તે કહો.

૧. તાપ પડે છે.
૨. ચંદ્રમા ઊગ્યો.
૩. પ્રાણીએ કામળ લખ્યો.
૪. કીડા રેશમ કરે છે.
૫. ગધેડાં વૈતરું કરે છે.
૬. બેરી હવા લે છે.
૭. વૈતરા હવા વાટે છે.
૮. પોપટ મરચાં ખાય છે.
૯. બિલાડી ઉંદરને પકડે છે.
૧૦. છગને ચોપડી ફાડી નાંખી.

---

* ઉદ્દેશ્ય અને વિધેય શબ્દ ધોરણ પાંચમામાં શિખવવા.

## પાઠ ૬. નામ.

વાક્યમાં જેને વિષે આપણે વાત કરીએ છીએ, તેનું કંઇક નામ પાડેલું હોય છે. 'માણેકલાલ' એ છોકરાનું **નામ** છે, 'જમના' એ છોડીનું **નામ** છે; ગાય, ભેંસ, બકરી, બળદ, પાડો, ઘોડો, એ પશુના **નામ** છે; કાગડો, ચકલી, પોપટ, કબૂતર, એ પખીનાં **નામ** છે, લીમડો, વડ, પીપળો, આમલી, એ ઝાડના **નામ** છે; ગુલાબ, મોગરો, કરેણ, ચંપો, જુઇ, ગુલદાવદી, વગેરે ફુલઝાડનાં **નામ** છે; તડબુચ, તુરીઆં, કારેલાં, કોળાં, વગેરે વેલાનાં ફળના **નામ** છે; ચોપડી, સ્લેટ, પેન, ખુરસી, ટેબલ, ઘોડી, પાટીઉં, નકશો, વગેરે પદાર્થનાં **નામ** છે; આ બધાં જે જે નામ ગણાવ્યાં, તે આંખવડે જોઇ શકાય છે. અવાજ, સાદ, ઘાંટો, બૂમ, ગડગડાટ એ કાનવડે સમજાય એવા **નામ** છે, વાસ, પીમળ, ગંધ, સુગંધ, દુર્ગંધ, ખૂશબો, બદબો એ નાકવડે સમજાય એવાં **નામ** છે. સ્વાદ, મિઠાશ, કડવાશ, ખારાશ, ખટાશ, તિખાશ, તુરાશ એ જીભવડે સમજાય એવા **નામ** છે. ટાઢ, તાપ, ગરમી, ઠંડક, ઘામ, બફારો, ઉકળાટ, ગરમાવો, એ ચામડીથી સમજાય તેવાં **નામ** છે.

ઉપર આપણે પાંચ ઇંદ્રિયોથી માલૂમ પડતાં નામો ગણાવ્યાં, પણ કેટલાંક નામ એવાં છે કે તે મનથી એટલે વિચાર કરવાથી સમજાય તેવા નામ છે. રતાશ, સાચાઇ, જુઠાણુ, હોશિયારી, ડહાપણ, ગાડપણ, નમ્રતા, ક્રૂરતા, દાસત્વ, આળસ, ઉદ્યોગ, ચોક્ખાઇ, એ ગુણનાં **નામ** છે, ગુણ એટલે સ્વભાવ. લખત, મૂકત, રમત, ગમત, વાચન, લેખન, ભજન, કીર્તન, દોહન, પાલન, કહેણ, લીપણ, કળતર, ધડાઇ એ ક્રિયાનાં **નામ** છે.

**નામ** પાડવાથી પ્રાણી, વનસ્પતિ, પદાર્થ, ગુણ, ક્રિયા, વગેરે ઓળખાય છે.

**નામ એટલે જે શબ્દવડે પ્રાણી, વનસ્પતિ, પદાર્થ, ગુણ, ક્રિયા, વગેરે ઓળખાય છે તે.**

**મનોયત્ન ૨.**

૧. દશ છોકરાનાં નામ બોલો.
૨. દશ છોકરીનાં નામ બોલો.
૩. ગામમાં રહેનાર પાંચ પશુનાં નામ બોલો.
૪. પાંચ પંખીનાં નામ બોલો.
૫. પાંચ ઝાડનાં નામ બોલો.
૬. પાંચ અનાજનાં નામ બોલો.
૭. પાંચ નદીનાં નામ ગણાવો.
૮. પાંચ ડુંગરનાં નામ ગણાવો.
૯. ચાર સંસ્થાન કે જિલ્લાનાં નામ ગણાવો.
૧૦. પાંચ સિક્કાનાં નામ બોલો.
૧૧. આંખ, કાન, નાક, જીભ અને ચામડીથી માલૂમ પડતાં પાંચ પાંચ નામ ગણાવો.
૧૨. ત્રણ ઋતુનાં નામ બોલો.
૧૩. બાર મહીનાનાં નામ બોલો.
૧૪. સાત વારનાં નામ બોલો.
૧૫. તોલનું નામ જણાવનાર પાંચ નામ બોલો.
૧૬. જગ્યાનું અંતર જણાવનાર પાંચ નામ બોલો.
૧૭. પાંચ ગુણનાં નામ બોલો.
૧૮. પાંચ ક્રિયાનાં નામ બોલો.

---

## પાઠ ૭. ક્રિયાપદ.

(૧). 'પંખી ઊડે છે.' આ વાક્યમા 'પંખી'ને માટે કહેવામાં આવ્યું છે; અને તે ઊડવાનું કામ કે **ક્રિયા** કરે છે તે 'ઊડે છે'

શબ્દથી જણાય છે, ' છગન **જાય** છે.' આ વાકયમાં ' છગન ' જવાની ક્રિયા કરે છે તે 'જાય છે' શબ્દથી જણાય છે, 'ગવૈયાઓ **ગાય** છે.' આ વાકયમાં 'ગવૈયા' ગાવાની ક્રિયા કરે છે તે ' ગાય છે ' શબ્દથી જણાય છે. 'મોર **નાચે** છે. ' આ વાકયમાં 'મોર' નાચવાની ક્રિયા કરે છે તે ' નાચે છે ' શબ્દથી જણાય છે.

**જે પદ કે શબ્દથી કોઈ પણ જાતની ક્રિયા બતાવાય, તેને ક્રિયાપદ કહે છે.**

૧. ઘોડો નાચતો– ૩. પરોઢીએ નિત્ય ઊઠીને–

૨. મગનને લખતા–

ઉપરના ત્રણ દાખલામા 'નાચતો' શબ્દ નાચવાની, 'લખતા' શબ્દ લખવાની, અને 'ઊઠીને' શબ્દ ઊઠવાની ક્રિયા તો બતાવે છે પણ તેથી અર્થ પૂરો થતો નથી, અધુરો રહે છે; માટે એ ક્રિયાપદ ન કહેવાય. **ક્રિયાપદ તો તેનેજ કહેવાય કે જે પદો ક્રિયા બતાવે છે અને અર્થ પૂરો કરે છે.**

**મનોયત્ન ૩.**

**નીચેનાં વાકયોમાં નામ અને ક્રિયાપદ કયાં છે તે કહો.**

**૧. છોકરાં રમે છે. ૪. વરસાદ વરસે છે**

**૨. ગાય બરાડે છે. ૫. પાણી વહે છે.**

**૩. છગન થાકયો.**

(૨). રામજી બેઠો છે. રામજી સૂતો છે, રામજી ઊંઘે છે, રામજી છે, રામજી હતો. આ વાકયમા રામજી વિષે વાતો છે; અને ' બેઠો છે,' 'સૂતો છે,' 'ઊંઘે છે, ' 'છે', 'હતો,' આ શબ્દો રામજી કંઇ પણ ક્રિયા કરે છે એમ ઉપલક નજરે જોતાં તે બતાવતા નથી, તે રામજીની **સ્થિતિ** કે **હાલત** જણાવે છે. **સ્થિતિ** જણાવનાર શબ્દો પણ એક જાતની ક્રિયા બતાવે છે માટે ક્રિયાપદમાં ગણાય છે.

'બેઠો છે' બેસવાની, 'સૂતો છે' સૂવાની, 'ઊંઘે છે' ઊંઘવાની, અને 'છે' અને 'હતો' હોવાની ક્રિયા બતાવે છે. પદાર્થ માત્રની હયાતી બતાવવી એ પણ એક જાતની ક્રિયા* છે.

(૩). વાક્ય એક કે અનેક શબ્દનું બનેલું હોય, પણ તેમાં ક્રિયાપદ તો જોઇએજ; કેમકે તે વગર પૂરો અર્થ બતાવાતો નથી, માટે વાક્યમા ક્રિયાપદ **મુખ્યપદ** ગણાય છે. 'જા,' 'બેસ,' 'ઊઠ,' 'દોડ', 'લખ', 'વાંચ', ઇત્યાદિ એક શબ્દના વાક્ય છે. કેમકે તેથી પૂરો અર્થ સમજાય છે. જા=તું જા, બેસ=તુ બેસ, ઇત્યાદિ. આ શબ્દો ક્રિયા બતાવે છે માટે ક્રિયાપદ છે. એક શબ્દવાળાં વાક્યો માત્ર **ક્રિયાપદથી** જ બની શકે છે.

## પાઠ ૮. ક્રિયાપૂરક.

૧. રામલાલે પછાડી. ૩. તંબોળીએ વેચ્યા.

૨. કાશીએ લીધાં. ૪. છગને માર્યો.

આ વાક્યોમાં ક્રિયાપદોથી ક્રિયાનો પૂરેપૂરો અર્થ સમજાતો નથી. પહેલા વાક્યમાં 'શું પછાડી' તે લખ્યું નથી, બીજા વાક્યમા 'શું લીધા' તે લખ્યું નથી, ત્રીજા વાક્યમાં 'શું વેચ્યાં' તે લખ્યું નથી, ચોથા વાક્યમા 'કોને માર્યો' તે લખ્યું નથી. ક્રિયાનો અર્થ પૂરો કરનારા શબ્દો ઉમેરીને બોલીએ, તો ઉપરના વાક્યો નીચે મુજબ બોલાય.

૧. રામલાલે **સ્લેટ** પછાડી. ૩ તંબોળીએ **પાન** વેચ્યા.

૨. કાશીએ **બોર** લીધા. ૪. છગને **મનસુખને** માર્યો.

---

* જન્મથી મરણપર્યંત પદાર્થમાત્રની ક્રિયાના છ ફેરફાર થાય છે. ૧. ઉત્પન્ન થાય; ૨. સ્વરૂપ ધારણ કરે; ૩. તેમાં ફેરફાર થાય; ૪ વધે; ૫. ક્ષીણ થાય; ૬. વિનાશ.

**ક્રિયાનો અર્થ પૂરો કરવાને ક્રિયાપદની સાથે જે શબ્દો આવે, તે શબ્દો ક્રિયાપૂરક કહેવાય છે.**

**મનોયત્ન ૪.**

નીચેનાં વાક્યોમાં ક્રિયાપૂરક શબ્દ કયા ? ને તે કઇ જાતના છે ?

૧. છોકરાં જામફળ ખાય છે.
૨ રાજા દાન આપે છે.
૩. મગને ઝાડ પાડયું,
૪. કૂકડી ઇંડાં સેવે છે.
૫. લલ્લુએ ઘોડો લીધો.

---

## પાઠ ૯. જોડાયલાં ક્રિયાપદ.*

કેટલીક વખત વાકયમાં **બે કે વધારે** ક્રિયા બતાવનાર શબ્દ સાથે લઇએ, તોજ અર્થ સમજાય. જેમ, મગને અક્ષર લખી નાખ્યા. આ વાકયમાં 'મગને અક્ષર લખી' એટલું બોલીએ તો અર્થ સમજાય નહિ. તલકશી દાખલા ગણ્યા કરે, એમા 'તલકશી દાખલા ગણ્યા' બોલીએ તો અર્થ સમજાય નહિ, માટે પહેલા વાકયમાં 'લખી નાંખ્યા' ને બીજા વાકયમાં 'ગણ્યા કરે' ક્રિયાપદ સાથે લેવાય. આવાં વાકયોમાં હંમેશાં ક્રિયા બતાવનાર સઘળા શબ્દોને **એકજ ગણવા.**

**મનોયત્ન ૫.**

નીચેનાં વાકયોમાં કયા શબ્દો **નામ**, અને કયા શબ્દો **ક્રિયાપદ** છે તે કહો, તથા ક્રિયાપૂરક શબ્દ કયા છે તે પણ જણાવો.

૧. વાડીલાલે પૈસા આપી દીધા.
૨. મણી લાડવો ખાઇ રહી.

---

* આ સંબંધી વિશેષ વર્ણન બીજા ભાગના ૨૧ મા પાઠમાં આવશે, અહીં તો માત્ર બે જોડે આવનારાં ક્રિયાપદોથી એક અર્થ નીકળે છે માટે તે ક્રિયાપદોનું પદચ્છેદ ભેગું કરાય તે બતાવવાનો હેતુ છે.

૩. લલ્લુ વાત કરી શકશે.
૪. કડીઓ ઘર ચણી ચૂક્યો.
૫. બિલાડીએ ઉંદર પકડી પાડયો.
૬. કૂતરો ખીચડી ખાઇ ગયો.
૭. દામોદરે ભૂલ પકડી પાડી.
૮ છગન કવિતા ગાઇ શકશે.
૯. ગોવિંદે કામ શીખી લીધુ.
૧૦. નરોત્તમે લેખાં શીખી લેવાં.

---

## પાઠ ૧૦. કર્ત્તા.

૧. ઘોડો દોડયો.
૨. ગાય આવી.
૩. મગન નાઠો.
૪. બકરા ચરે છે.
૫. દીવો બળે છે.

પહેલા વાકયમા દોડવાની ક્રિયાનો કરનાર 'ઘોડો' છે, બીજા વાકયમા આવવાની ક્રિયા કરનાર 'ગાય' છે, ત્રીજા વાકયમા નાસવાની ક્રિયા કરનાર 'મગન' છે, ચોથા વાકયમા ચરવાની ક્રિયા કરનાર 'બકરા' છે, ને પાચમા વાકયમા બળવાની ક્રિયા કરનાર 'દીવો' છે. **વાક્યમાં ક્રિયાના કરનારને કર્ત્તા કહે છે. કર્ત્તા એટલે કરનાર.**

**કર્ત્તા શોધવાની રીત**—ક્રિયાપદની પહેલા 'કોણ' મૂકી સવાલ પૂછવાથી જે જવાબ આવે તે કર્ત્તા જાણવો. જેમ, પહેલા વાકયમા કોણ દોડયો ? ઘોડો. બીજા વાકયમાં કોણ આવી ? ગાય. ત્રીજા વાકયમાં કોણ નાઠો ? મગન. ચોથા વાક્યમા કોણ ચરે છે ? બકરા. પાચમા વાક્યમાં કોણ બળે છે ? દીવો. માટે 'ઘોડો,' 'ગાય,' 'મગન,' 'બકરાં,' અને 'દીવો' કર્ત્તા જાણવા.

**ટીપ:**—ઉપલાં વાક્યોમા 'ઘોડો,' 'ગાય,' 'મગન,' 'બકરા' અને 'દીવો' કર્ત્તા છે, અને તેજ શબ્દો વિષે વાક્યોમા કહેવામા આવેલ છે.

ક્રિયાપદ વગર વાક્ય બની શકે નહિ. અને ક્રિયાપદ હોય તો ક્રિયાનો કરનાર હોવોજ જોઇએ. તો પછી 'જા,' 'બેસ,' 'ઊઠ,' 'દોડ,' વગેરેમાં કર્તા કોણ? 'જા' એટલે 'તું જા,' 'બેસ,' એટલે 'તુ બેસ,' 'ઊઠ' એટલે 'તું ઊઠ,' 'દોડ' એટલે 'તું દોડ,' એમા કર્ત્તા 'તુ' છે. 'જા,' 'બેસ,' 'ઊઠ,' 'દોડ' એમાં કર્ત્તા વપરાએલો નથી, પણ ક્રિયાપદમાજ કર્ત્તાનો અર્થ સમાએલો છે, તે તેના રૂપ પરથી સમજી લેવાનું છે. તુ જા, તુ બેસ, તું ઊઠ, તુ દોડ-એમા કર્ત્તા વપરાએલો છે.

---

## પાઠ ૧૧. કર્મ.

૧. છોકરો ચોપડી લખે છે.
૨. મગન લેખા ગણે છે.
૩. સોની સોનું ઘડે છે.
૪. પિતા પુત્રને બોલાવે છે.
૫. મહેતાજીએ મોહનને માર્યો
૬. બાયડીએ પૂરી વણી.

પહેલા વાક્યમા 'છોકરો' કર્ત્તા છે, ને લખવાની ક્રિયા 'ચોપડી' પર થાય છે; બીજા વાક્યમાં 'મગન' કર્ત્તા છે, ને ગણવાની ક્રિયા 'લેખાં' પર થાય છે; ત્રીજા વાક્યમા 'સોની' કર્ત્તા છે, ને ઘડવાની ક્રિયા 'સોનુ' એ પર થાય છે; ચોથા વાક્યમાં 'પિતા' કર્ત્તા છે, ને બોલાવાની ક્રિયા 'પુત્રને' એ પર થાય છે; પાંચમા વાક્યમા 'મહેતાજી-એ' કર્ત્તા છે, ને મારવાની ક્રિયા 'મોહનને' એ પર થાય છે; છઠ્ઠા વાક્યમાં 'બાયડી' કર્ત્તા છે, તેની ક્રિયાનું ફળ 'પૂરી' છે.

**કર્ત્તા જે વસ્તુ પર ક્રિયા કરે, અથવા તેની ક્રિયાથી જે ફળ ઉત્પન્ન થાય, તે વસ્તુ બતાવનાર શબ્દ કર્મ કહેવાય છે.** કર્મ એટલે કરેલું કે સાધેલું કામ.

**કર્મ શોધવાની રીતઃ**—ક્રિયાપદની પહેલાં 'શું' અથવા 'કોને' મૂકી સવાલ પૂછવાથી જે જવાબ આવે તે કર્મ જાણવું. જેમ, પહેલા વાક્યમા શું લખે છે? ચોપડી. બીજા વાક્યમા શું ગણે છે? લેખાં. ત્રીજા વાક્યમા શું ઘડે છે? સોનું. ચોથા વાક્યમા કોને બોલાવે છે? પુત્રને. પાચમા વાક્યમા કોને માર્યો? મોહનને. છઠ્ઠા વાક્યમા શું વણી? પૂરી. માટે 'ચોપડી,' 'લેખા,' 'સોનું,' 'પુત્રને,' 'મોહનને' અને 'પૂરી' કર્મ છે.

**ટીપઃ**—ઉપલાં વાક્યોમા 'ચોપડી,' 'લેખા,' 'સોનુ,' 'પુત્રને,' મોહનને' અને 'પૂરી' કર્મ છે, અને તેજ શબ્દો **ક્રિયાપૂરક** પણ છે.

---

## પાઠ ૧૨. વાક્યપૃથક્કરણ.

### ( કર્ત્તા, ક્રિયાપદ, ક્રિયાપૂરક. )

વાક્યપૃથક્કરણ એટલે વાક્યના ભાગ પાડવા. પાછલા પાઠોમા આપણે જોયું કે વાક્યના **બેભાગ** છે. (૧). જેની આપણે વાત કરતા હોઇએ તે એક ભાગ, (૨). તેને વિષે જે વાત કરીએ તે બીજો ભાગ. વાક્યમા **કર્ત્તા** હોય છે તે વાક્યના પહેલા ભાગમાં આવે છે, ને **ક્રિયાપદ** હોય છે તે બીજા ભાગમાં આવે છે. કેટલાક ક્રિયાપદ એકલા આવે છે, કેટલાંક ક્રિયાપદની સાથે ક્રિયાપૂરક શબ્દ આવે છે. **સઘળાં કર્મ ક્રિયાપૂરક હોય છે.**

નમૂના દાખલ કેટલાંક વાક્યોનું પૃથક્કરણ નીચે કરી બતાવીએ છીએ.

| વાક્ય. | કોને માટે ? | શું કર્યું ? | |
|---|---|---|---|
| | કર્તા. | ક્રિયાપદ. | ક્રિયાપૂરક. |
| ૧. દોડ. | તું (અધ્યાહાર) | દોડ | |
| ૨. છોકરાં રમે છે. | છોકરાં | રમે છે | |
| ૩. નરોત્તમજઇઆવ્યો. | નરોત્તમ | જઇ આવ્યો | |
| ૪. કૂકડી ઇંડા સેવે છે. | કૂકડી | સેવે છે | ઇંડા |
| ૫. વાડીલાલે પૈસા આપી દીધા. | વાડીલાલે | આપી દીધા | પૈસા |

## પાઠ ૧૩. પદચ્છેદ.*
### ( નામ, ક્રિયાપદ. )

(૧). વાક્યમાં અમુક શબ્દ નામ કે ક્રિયાપદ છે, એમ ન કહેવરાવતાં **શરૂઆતમાં** પ્રથમ તેનું કારણ કહી, પછી નામ કે ક્રિયાપદ કહે, એવી ટેવ પાડવી. આથી છોકરાં વગર વિચારે બોલતાં અટકશે.

(૨). વાક્યમા જે નામો કર્તા કે કર્મ તરીકે વપરાએલા હોય તેના પદચ્છેદમા તે નામો કયા ક્રિયાપદના કર્તા કે કર્મ છે તે પણ પદચ્છેદમાં બોલાવવું.

---

*** પદચ્છેદ**=[ **પદ**=શબ્દ ( વ્યાકરણમાં વાક્યમાંના શબ્દને **પદ** કહે છે )+**છેદ**=ભાગ કે વિભાગ ] પદના વિભાગ. વાક્યમાંના પદોના છ વિભાગ છે. **નામ**, સર્વનામ, **વિશેષણ**, **ક્રિયાપદ**, કૃદંત અને અવ્યય. **પદચ્છેદ** કરવું એટલે પદના વિભાગ કરવા અને તે **નામ**, **સર્વનામ**, **વિશેષણ**, **ક્રિયાપદ**, કૃદંત કે અવ્યય છે તે કહેવું તે.

(૩). નામ ને ક્રિયાપદ સિવાયના શબ્દો પદચ્છેદમા મૂકી દેવરાવવા.

એક દિવસ ભરવાડનો છોકરો સીમમા બકરાં ચારતો હતો. આ વાક્યનું પદચ્છેદ અમે નમૂના દાખલ નીચે કરી બતાવીએ છીએ.

**દિવસ:**—વખતના માપનું નામ માટે નામ.

**ભરવાડનો:**—પ્રાણીનુ નામ માટે નામ.

**છોકરો:**—પ્રાણીનું નામ માટે નામ;'ચારતો હતો' ક્રિયાપદનો કર્તા.

**સીમમાં:**—જગ્યાનું નામ માટે નામ.

**બકરાં:**—પ્રાણીનું નામ માટે નામ; 'ચારતો હતો' ક્રિયાપદનુ કર્મ.

**ચારતો હતો**—ચારવાની ક્રિયા બતાવે છે માટે ક્રિયાપદ.

**મનોયત્ન ૬.**

**નીચેના વર્ણનમાંથી નામ અને ક્રિયાપદ શોધી કાઢો.**

માણસના શરીરના બે ભાગ ડોકું ને ધડ છે. ડોકું ઉપર છે, ધડ નીચે છે. ડોકા ઉપર માથું છે, માથા ઉપર વાળ ઊગે છે. ડોકામાં આંખો, કાન, નાક, મોઢું મોખરે છે. આંખો ઉપર કપાળ છે. આંખો ને કાન વચ્ચે લમણાં છે. મોં ને કાન વચ્ચે ગાલ છે. માથા પર બાળકને બાબરી હોય છે, મોટા માણસ ચોટલા, ચોટલી રાખે છે, મોઢાને બે હોઠ છે. મોંમાં જીભ ને દાંત છે. હોઠની નીચે હડપચી છે. ડોકું ને ધડ એ બેની વચ્ચે ગળું છે. ગળાની પછવાડે બોચી છે. મજૂર લોક ગાસડી કે ટોપલા માથે મૂકે છે.

કાગડા ચાંચથી ભોંય ખોદે છે. તેને બે પગ હોય છે તે દરેક પગે ચચ્ચાર આંગળાં છે. તે અનાજ, કીડા કે માંસ ખાય છે, ને મુએલાં જનાવરની આંખો ફોડી ખાય છે બાળકના હાથમાંથી વખતે રોટલો પણ લઇ જાય છે કાગડા ઝાડે માળા બાંધે છે, સાંજે તેમાં સૂએ છે, પરોઢીએ કા કા કરે છે.

દિવાળીના દહાડામાં લોક ઘેરઘેર દિવા કરે છે. સારૂંસારૂં ખાવાનું કરે છે. કોઇ દહાડો કંસાર, કોઇ દહાડો શીરોપૂરી, કોઈ દહાડો દૂધપાકપૂરી, કદી લાડુ એમ જમણ કરે છે. લોક કાચુંકોરૂં ખાવા માટે સેવ, પૂરીઓ, મઠીઆં, પઉઆ, સંજોરી, ઘૂઘરા એવી એવી ખાવાની જણસો રાખે છે.

દિવાળી પહેલાં લોક ઘરમાંથી જાળાં કાઢે છે, ને ઘરને ખડી, ગેરૂ, ચૂનો કે રંગ ચોપડે છે, પટારામાંથી બચકા કાઢી તેમાંનાં લૂગડાં તડકે સૂકવે છે, ને ઉધઇબુધઇ લાગી હોય તો ખંખેરે છે. છોકરાં દારૂખાનું છોડે છે. ફટાકાની પેટીઓ, ટેટા, કોઠીઓ, છછુંદર, ફુલકરણીઓ વગેરે છોડે છે.

---

## પાઠ ૧૪. સર્વનામ.

૧. મગને કહ્યું કે, મગન ભૂખ્યો છે.

૨. છગને કહ્યું કે, છગનને ચોપડી આપો.

૩. મહેતાજીએ માવજીને કહ્યું કે, માવજી નિશાળે જા.

૪. છગને તારાચંદને કહ્યું કે, તારાચંદથી પાઠ નહિ થાય.

૫. લલ્લુ નિશાળેથી આવતો હતો, પણ રસ્તામા લલ્લુ પડી ગયો, તેથી લલ્લુનો પગ ભાંગ્યો.

ઉપર મુજબ બોલવું શોભતું નથી, તથા કાનને પણ સારૂં લાગતું નથી. ઉપરનાં વાક્યો નીચે મુજબ બોલાય છે.

૧. મગને કહ્યું કે, **હું** ભૂખ્યો છું.

૨. છગને કહ્યું કે. **મને** ચોપડી આપો.

૩. મહેતાજીએ માવજીને કહ્યું કે, **તું** નિશાળે જા.

૪. છગને તારાચંદને કહ્યું કે, **તારાથી** પાઠ નહિ થાય.

૫. લલ્લુ નિશાળેથી આવતો હતો, પણ રસ્તામા **તે** પડી ગયો, તેથી **તેનો** પગ ભાંગ્યો.

પહેલા વાક્યમાં 'હું' શબ્દ મગનને ઠેકાણે, બીજા વાક્યમાં 'મને' શબ્દ છગનને ઠેકાણે, ત્રીજા વાક્યમાં 'તું' શબ્દ માવજીને ઠેકાણે, ચોથા વાક્યમાં 'તારાથી' શબ્દ તારાચંદને ઠેકાણે, અને પાંચમા વાક્યમાં 'તે' અને 'તેનો' શબ્દ લલ્લુને ઠેકાણે વપરાએલા છે. 'હું,' 'મને,' 'તું,' 'તારાથી,' 'તે' અને 'તેનો' શબ્દો **નામોને** માટે વપરાયા છે.

દરેક બોલનાર પોતાને માટે 'હું' નાં, જેની સાથે વાત થતી હોય તે દરેકને માટે 'તું' નાં, અને જેને વિષે વાત ચાલતી હોય તે દરેકને માટે 'તે' નાં રૂપ વાપરે છે. આવા શબ્દો દરેકના નામ માટે વપરાય છે માટે તેને **સર્વનામ** (બધાનું નામ) કહે છે. 'હું' એ **પહેલા પુરુષનું સર્વનામ**, 'તું' એ **બીજા પુરુષનું સર્વનામ**, અને 'તે' એ **ત્રીજા પુરુષનું સર્વનામ છે.**

**જે શબ્દો નામને ઠેકાણે આવે છે, તેને સર્વનામ કહે છે.**

હું, તું, તે, આપણ, આપ, પોતે અને કોણ, એ સાત શબ્દો સર્વનામમાં ગણાય છે.×

**મનોયત્ન ૭.**

(૧). **નીચેનાં વાકયોમાં નામને ઠેકાણે જ્યાં સર્વનામ વપરાય, ત્યાં વાપરી બતાવો.**

૧. ટેબલ પર સુંદર પેટી છે. પેટીને છ બાજૂ ને આઠ ખુણા છે.

૨. આ વનમાં આંબાનાં ઝાડ છે. આંબાના ઝાડને પૂરતું પાણી અને ખાતર ન મળવાથી આંબાના ઝાડપર સારી કેરીઓ આવી નથી.

૩. વનમાં હરણોની પાછળ શિકારી કૂતરા પડયા, તેથી હરણો ચલં-ગોમેર નાસવા લાગ્યાં. નાસતાં નાસતાં મોટી વાડ આવી. વાડ હરણો ઠેકી ગયાં, ને કૂતરા ઊભા રહ્યા.

૪. બળદ કરતાં ગાય મને વહાલી લાગે છે. કારણકે ગાય મને દૂધ આપે છે, વળી ગાય પાસે વાછડી ન હોય તો ગાયની પાસે જવામાં મને બીક લાગતી નથી

૫. વરૂઓ મોટાં ટોળાંમાં શિકાર કરે છે, જ્યારે વરૂઓ ઘણાં ભૂખ્યાં થાય છે, ત્યારે વરૂઓ ઘણાં વિકરાળ થઇ જાય છે, અને માણસો ઉપર હુમલો કરે છે, અને માણસોને હર્ષથી ખાઇ જાય છે.

---

× 'આપણે' સર્વનામ બોલનાર અને જેની સાથે વાત કરે છે તેને ઠેકાણે, 'આપ' સર્વનામ સામા માણસને માન આપીને બોલાવતાં, અને 'કોણ' સર્વનામ પ્રશ્ન પૂછતાં વપરાય છે. (જુઓ ધોરણ પાંચમાનો પાઠ ૭ મો.)

૬. બેને ભાઇને કહ્યું કે જે સાપ ભાઇએ વાડીમાં જોયો હતો, તે સાપને જો ભાઈ પોતાને રસ્તે જવા દેશો, તો ભાઇને સાપ કંઈપણ ઇજા કરશે નહિ.

૭ મધમાખીઓ ફૂલોની આસપાસ ઊડી રહી છે, માખીઓ ફૂલને ચૂસે છે, અને માખીઓની કોથળીમાં મધ ભરે છે.

(૨). નીચેના પાઠમાં સર્વનામ કયાં છે, ને તે કયા નામને બદલે આવ્યાં છે તે કહો

બેન રતન, તું કેમ રડે છે? ભાઇ, પેલા છગને મારી ચોપડી ફાડી નાંખી, હવે હું શુ કરીશ? લે આ મારી સારી ચોપડી લે, તારી ફાટેલી ચોપડી મને આપ. હું તેને સાંધીને કામમા લઇશ. ભાઈ, એમ ન થાય. આ તમારી ચોપડી પાછી લો. હું મારી ચોપડી સાંધી લઇશ. ચાલ, ઊઠ બેન, નિશાળે જવાનું મોડુ થાય છે. ભાઈ મને આજનો પાઠ આવડતો નથી, મારી માનું માથું દુખતું હતુ તે ચાંપવાને હુ બેઠી, ને પાઠ થયો નહિ મહેતાજી પૂછશે તો હું શુ કહીશ? ખરી વાત કહેજે. ભાઇ, મહેતાજીને આવતાં વાર છે. તે આવે તે પહેલાં મને પાઠ ન શિખવો? હા, આવ, તને ઝટ શિખવું

આપણને કોણે પેદા કર્યાં? ઈશ્વરે. આપણે જે જે જોઇએ છીએ તે બધું તેણેજ પેદા કર્યું છે. આપણને અને આપણા સગાવહાલાંને પણ તેણેજ પેદા કર્યાં છે. આપણે તેને દેખતા નથી, પણ તે આપણને દેખે છે. તે આપણને રાતદિવસ જાળવે છે, એવો તે પોતે આપણા સૌના પર કૃપાળુ છે. એને પોતાને આપણી ફિકર છે તેટલી કોઇને નથી.

---

## પાઠ ૧૫. વાક્યપૃથક્કરણ ( સર્વનામ સહિત ).

### ( કર્ત્તા, ક્રિયાપદ, ક્રિયાપૂરક ).

૧. વાક્યમા જે વિષે કહેવામા આવે તે ( કર્ત્તા ), અને ક્રિયાપૂરક શબ્દો મુખ્યત્વે નામ હોય છે. જેમ—

૧. મગન ગયો.

૨. કનુભાઈ બેનને બોલાવી લાવ્યા.

૩. ગુલાબે ભિખારીને રોટલો આપ્યો.

૪. છગને મનસુખને દાખલો શિખવ્યો.

આ વાક્યમા 'મગન,' 'કનુભાઈ,' 'ગુલાબે' અને 'છગને' કર્ત્તા છે, અને એ શબ્દો નામ છે.

'બેનને,' 'ભિખારીને રોટલો,' અને 'મનસુખને દાખલો' શબ્દ ક્રિયાપૂરક ( કર્મ ) છે, અને એ શબ્દો નામ છે.

૨. સર્વનામ, નામની જગ્યાએ વપરાતા શબ્દ છે, માટે તે કર્ત્તા અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. જેમ, હું ગયો, તેણે પાઠ વાચ્યો. આ વાક્યોમા 'હું' અને 'તેણે' સર્વનામ છે ને કર્ત્તા છે. માવજીએ મને બોલાવ્યો, સિપાઇએ તેને પકડયો. આ વાક્યોમા 'મને' અને 'તેને' સર્વનામ છે ને તે ક્રિયાપૂરક છે.

નમૂના દાખલ કેટલાંક વાક્યોનુ પૃથક્કરણ અમે નીચે કરી બતાવીએ છીએ.

| વાક્ય. | કોને માટે ? | શું કહ્યું ? | |
|---|---|---|---|
| | કર્ત્તા. | ક્રિયાપદ. | ક્રિયાપૂરક. |
| ૧. કીકાભાઈ આવ્યા. | કીકાભાઇ | આવ્યા | |
| ૨. તે જશે. | તે | જશે | |
| ૩. તેણે નોકર રાખ્યો. | તેણે | રાખ્યો | નોકર |
| ૪. વાઘે પાડાને ફાડી ખાધું. | વાઘે | ફાડી ખાધું | પાડાને |
| ૫. હું તેને પાન દઉંછું. | હું | દઉં છું | તેને પાન |

**મનોયત્ન ૮.**

નીચેનાં વાક્યોનું પૃથક્કરણ કરો.

**૧. ત્રિકમલાલ કાગળ વાંચે છે.** ૫ તેણે મને પાણી પાયું.
**૨. તેણે ગાયને લાકડી મારી.** ૬. તેણે તને હિસાબ બતાવી દીધો.
**૩. મેં તને ગુણ કર્યો છે.** ૭. છોકરાંને તે છેતરતો નથી
**૪. ચંડાળે વેપારીને કપડું વેચ્યું.** ૮. એ તને નખ દેશે.

---

અત્યાર સુધી કર્તા, ક્રિયાપૂરક અને ક્રિયાપદથી બનતાં વાક્યનું વિવેચન કર્યું. આવાં વાક્યને **અતિ ટુંકાં કે મૂળ વાક્ય** કહે છે. દુનિયાનો બધો વ્યવહાર મૂળવાક્યથી નજ ચાલી શકે એ ખુલ્લું છે. તેથી વ્યવહારમાં જે વાક્યો વપરાય છે તેમાં એ સિવાયના બીજા ઘણી જાતના શબ્દો આવેલા હોય છે, પણ એ શબ્દો વાક્યનાં ત્રણ અંગ–કર્તા, ક્રિયાપૂરક, અને ક્રિયાપદ–એમાના હરકોઈ સાથે સંબંધ રાખે છે. જેની સાથે એ શબ્દો સંબંધ રાખે તેનો એ વધારો કહેવાય, ને એ વાક્ય **વધારેલાં કે વિસ્તાર પામેલાં** કહેવાય છે.

કર્તા અને ક્રિયાપૂરક શબ્દનો વધારો **વિશેષણથી,** અને ક્રિયાપદનો વધારો **ક્રિયાવિશેષણથી** થાય છે, તે સંબંધી હવે આપણે વિચાર કરીએ.

---

## પાઠ ૧૬. વિશેષણ.

૧. રાની ગાય આવી. ૭. રાજાએ વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવ્યા.
૨. આ છોકરો પાઠ વાંચે છે. ૮. લલ્લુએ પેલી પાઘડી ફાડીનાંખી.
૩. મોટી કલમ ભાંગીગઇ. ૯. તેણે મોટી સ્લેટ ફોડી.
૪. ત્રણ પાવલી પડીગઇ. ૧૦. ભરવાડે દશ બકરાં ખરીદ્યાં.
૫. પાચમી દુકાન સળગી. ૧૧. મહેતાજી પહેલા નંબરને બોલાવે છે.
૬. થોડી સાહી છે. ૧૨. બિલાડી ઘણું દૂધ પીગઇ.

પહેલા વાક્યમાં કર્ત્તા 'ગાય' છે તેની પહેલા 'રાતી' શબ્દ મૂકવાથી ગાય **કેવી** છે તે સમજાય છે, બીજા વાક્યમાં કર્તા 'છોકરો' છે તેની પહેલા 'આ' શબ્દ મૂકવાથી છોકરો **કયો** છે તે સમજાય છે, ત્રીજા વાક્યમાં કર્ત્તા 'કલમ' છે તેની પહેલાં 'મોટી' શબ્દ મૂકવાથી કલમ **કેવડી** છે તે સમજાય છે, ચોથા વાક્યમાં કર્ત્તા 'પાવલી'ની પહેલાં 'ત્રણ' શબ્દ પાવલી **કેટલી** છે તે સમજાવે છે, પાચમા વાક્યમાં કર્ત્તા 'દુકાન'ની પહેલાં 'પાચમી' શબ્દ દુકાન **કેટલામી** છે તે સમજાવે છે, ને છટ્ટા વાક્યમાં કર્ત્તા 'સાહી' છે તેની પહેલા 'થોડી' શબ્દ મૂકવાથી સાહી **(જથામાં) કેટલી** છે તે સમજાય છે.

સાતમા વાક્યમા ક્રિયાપૂરક શબ્દ 'બ્રાહ્મણો' ની પહેલાં 'વિદ્વાન' શબ્દ બ્રાહ્મણો **કેવા** તે સમજાવે છે, આઠમા વાક્યમાં ક્રિયાપૂરક શબ્દ 'પાઘડી'ની પહેલાં 'પેલી' શબ્દ પાઘડી **કઈ** છે તે સમજાવે છે, નવમા વાક્યમાં ક્રિયાપૂરક શબ્દ 'સ્લેટ' ની પહેલાં 'મોટી' શબ્દ સ્લેટ **કેવડી** છે તે સમજાવે છે. દશમા વાક્યમાં ક્રિયાપૂરક શબ્દ 'બકરાં'ની પહેલાં 'દશ' શબ્દ બકરા **કેટલાં** છે તે સમજાવે છે, અગીઆરમા વાક્યમાં ક્રિયાપૂરક શબ્દ 'નંબર' ની પહેલાં 'પહેલો,' શબ્દ નંબર **કેટલામો** છે તે સમજાવે છે, ને બારમા વાક્યમાં ક્રિયા-પૂરક શબ્દ 'દૂધ'ની પહેલાં 'ઘણું' શબ્દ દૂધ **( જથામાં ) કેટલું** છે તે સમજાવે છે.

**જે શબ્દ વસ્તુ કેવી છે, કઇ છે, કેવડી છે, કેટલી છે, કેટલામી છે, (જથામાં) કેટલી છે, વગેરે વધારો (વિશેષ) સમજાવે છે, તે વિશેષણ છે.***

---

* વિશેષણ નામોને ઓળખાવી નામના વર્ગની હદ બાંધે છે, અર્થાત્ તેને સંકોચાવે છે. જેમ, ડાહ્યાં છોકરાં એમાં છોકરાંના વર્ગથી ડાહ્યાં છોકરાંનો વર્ગ નાનો થશે; કેમકે છોકરાંમાં બધાં છોકરાં આવી ગયાં. બધાં છોકરાં એમ કહીએ તોપણ કેટલાં છોકરાં તે જણાવી નામના વર્ગની હદ બાધે છે.

**ટીપ:**—નામ સાથે વિશેષણ આવવાથી નામમા નામ તરીકે જે અર્થ રહેલો હોય છે તે અર્થમા વધારો થાય છે, માટે એ **વિશેષણ** કહેવાય છે.

ધોરાજીમાં મુસલમાનની વસ્તી **ઘણી** છે, આ છોકરો **તોફાની** છે. આ વાક્યોમા 'ઘણી' વસ્તી કેટલી છે તે બતાવે છે, 'તોફાની' છોકરો કેવો છે તે બતાવે છે; માટે 'ઘણી' એ 'વસ્તી'નું અને 'તોફાની' એ 'છોકરા'નું વિશેષણ છે. આ વાક્યોમા વિશેષણ નામની પહેલાં નહિ પણ **પછી** આવેલ છે.

**મનોયત્ન ૯.**

**નીચેનાં વાક્યોમાં વિશેષણ ક્યાં છે? અને તે શું સમજાવે છે?**

| | |
|---|---|
| **૧. કાળી માટી લાવો.** | **૨. લાંબું દોરડું જોઇશે.** |
| **૩. કાચાં બોર છે.** | **૪. મેં બે લાડુ ખાધા.** |
| **૫. જૂઠો ચકલો બોલ્યો.** | **૬. નાની સ્લેટ લાવ.** |
| **૭. જક્કી પાડું નાઠું.** | **૮. મેં પાંચ દાખલા ગણ્યા.** |
| **૯. ત્રણ પૈસા જડયા.** | **૧૦. મોટું પૂર આવ્યું.** |

---

## પાઠ ૧૭. વિશેષણ, વિશેષ્ય.

મોટું પૂર આવ્યું, ઘણું દૂધ છે, બહુ મજા પડી, લાલ રંગ ચડયો, પાચ રૂપિયા પડયા છે. આ વાક્યોમા 'મોટું,' 'ઘણું,' 'બહુ,' 'લાલ,' અને 'પાચ,' વિશેષણ છે, ને તેથી 'પૂર,' 'દૂધ,' 'મજા,' 'રંગ,' અને 'રૂપિયા'ના અર્થમા વધારો (વિશેષ) થાય છે, માટે પૂર, દૂધ, મજા, રંગ, અને રૂપિયા એ નામો વધારો (વિશેષ) બતાવવાને યોગ્ય એટલે **વિશેષ્ય** કહેવાય છે, અને વિશેષ બતાવનારા શબ્દો **વિશેષણ** કહેવાય છે.

**વિશેષણ જેને લગાડવામાં આવે તે વિશેષ્ય, અને વિ-**

**શેષ બતાવનારો શબ્દ તે વિશેષણ.** જેમ, મોટું પૂર એમા **મોટું** 'પૂર'નું **વિશેષણ**, અને પૂર એ 'મોટું'નો **વિશેષ્ય છે.**

**મનોયત્ન ૧૦**

નીચેનાં વાક્યોમાં **વિશેષણ** તથા **વિશેષ્ય** કહો.

| | |
|---|---|
| ૧. મોળો ભાત હતો. | ૨. ખાટી છાશ છે. |
| ૩. ઘણો વરસાદ વરસ્યો. | ૪. ગંદું પાણી આવે છે. |
| ૫. ઉનું પાણી લાવો. | ૬. નાના છોડ કરમાયા. |
| ૭. ચાર પગ છે. | ૮. નાનાં બચ્ચાં ખરીદ્યાં. |

---

## પાઠ ૧૮. વિશેષણ તરીકે વપરાતાં સર્વનામ.

| | |
|---|---|
| ૧. તારે **શું** થાત? | તારી **શી** વલે થાત? |
| ૨. **આ** આવે છે. | **આ** માળી આવે છે. |
| ૩. **પેલો** દડો લઈ કૂદે છે. | **પેલો** છોકરો દડો લઇ કૂદે છે. |
| ૪. **એ** પીળો છે. | **એ** દડો પીળો છે. |
| ૫. તેને **કંઇ** ન હતું. | તેને **કંઈ** છોકરૂં ન હતું. |
| ૬. મેં **કાંઈ** ન ખરીદ્યું. | મેં **કાંઈ** વસ્તુ ન ખરીદી. |
| ૭. **દરેકે** દ્રિલમાં આવવું. | **દરેક** છોકરે દ્રિલમા આવવું. |
| ૮. **જે** જશે તે પસ્તાશે. | **જે** માણસ જશે તે પસ્તાશે. |
| ૯. તમારા **જેવી** અહીં આવી હતી. | તમારા **જેવી** બેન અહીં આવી હતી. |
| ૧૦. **તે** દવા લે છે. | **તે** બૈરી દવા લે છે. |
| ૧૧. **તેવું** મારે પણ છે. | **તેવું** બદન મારે પણ છે. |

પહેલી હારનાં વાક્યોમા શું, આ, પેલો, એ, કંઈ, કાંઈ, દરેકે, જે, જેવી, તે અને તેવું શબ્દો નામને બદલે આવ્યા છે, માટે તેમનું

પદચ્છેદ **સર્વનામ** થાય; પણ બીજી હારમાં શી, આ, પેલો, એ, કંઇ, કાંઇ, દરેક, જે, જેવી, તે અને તેવું શબ્દો અનુક્રમે વલે, માળી, છોકરો, દડો, છોકરૂં, વસ્તુ, છોકરે, માણસ, બેન, બૈરી અને બદન નામના અર્થમાં વધારો કરે છે માટે ત્યાં તેમનું પદચ્છેદ **વિશેષણ** થાય.

શો–શી–શું, કયો–કઈ–કયું; આ, એ, પેલો–પેલી–પેલું, ઓ–લ્યો–ઓલી–ઓલ્યું; કોઈ–કોઇક–હરકોઈ, કાંઇ–કાંઈક–હરકાંઇ, કંઈ–કંઇક–હરકંઈ; જેકોઇ, અમુક, બીજું, કશું, ફલાણો–ફલાણી–ફલાણું, કેટલાક; જે, જેવું, જેટલું, જેવડું; તે, તેવું, તેટલું, તેવડું; આ શબ્દો એકલા આવે ત્યાં તેમનું પદચ્છેદ **સર્વનામ**, અને નામ સાથે આવે ત્યાં તેમનું પદચ્છેદ **વિશેષણ** થાય.

---

## પાઠ ૧૯. વાક્યપૃથક્કરણ.

### ( કર્ત્તા, ક્રિયાપૂરકના વધારા સહિત. )

૧. વિશેષણો વિશેષ્ય વિના એકલાં આવે છે, ત્યારે તે નામ તરીકે વપરાય છે; માટે **વિશેષણો** પણ કર્ત્તા અને ક્રિયાપૂરક શબ્દ થઈ શકે. જેમ, **ગાંડો** બકે છે, તેણે **ભલાને** માર્યો. આ વાક્યોમાં 'ગાંડો' કર્ત્તા છે, અને 'ભલાને' ક્રિયાપૂરક (કર્મ) છે.

૨. કર્ત્તા અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે મુખ્યત્વે **વિશેષણ** વપરાય છે. જેમ, **સારો** છોકરો આવ્યો, મેં **કાળો** ઘોડો લીધો.

૩. **કેટલાંક સર્વનામ**, વિશેષણ તરીકે વપરાય છે; માટે તે કર્ત્તા અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે વપરાય. જેમ, **કયો** માણસ આવ્યો? **આ** માણસ જાય છે, **જે** માણસ જમતો હતો, **પેલો** ઘોડો જાય છે; તમે **શી** વસ્તુ ખરીદી? મેં **એ** ઘર લીધું, **તે** માણસને બોલાવો, તમે **કોઈ** માણસને ન છેડો.

## નમૂના દાખલ કેટલાંક વાક્યોનું પૃથક્કરણ નીચે કરી બતાવીએ છીએ.

| વાક્ય. | કોને માટે? | | શું કર્યું? | |
|---|---|---|---|---|
| | કર્તા. | કર્તાનો વધારો. | ક્રિયાપદ. | ક્રિયાપૂરક. |
| ૧. ગાંડો બકે છે. | ગાંડો | | બકે છે | |
| ૨. તેણે બલાને માર્યો. | તેણે | | માર્યો | બલાને |
| ૩. ડાહ્યાં માણસો સારાં કામ કરેછે. | માણસો | ડાહ્યાં | કરે છે | સારાં કામ |
| ૪. ઉદાર રાજાએ વિદ્વાન્ બ્રાહ્મણોને તેડાવ્યા. | રાજાએ | ઉદાર | તેડાવ્યા | વિદ્વાન્ બ્રા-હ્મણોને |
| ૫. અદેખા પ્રાણજીવને નીચ કામ કર્યું. | પ્રાણજીવને | અદેખા | કર્યું | નીચ કામ |
| ૬. એ બાઇએ સંકટ ખમ્યું હતું. | બાઇએ | એ | ખમ્યું હતું | સંકટ |
| ૭. પેલા જીવણરામે શી તકરાર કરી? | જીવણરામે | પેલા | કરી | શી તકરાર |
| ૮. આ છોકરે અનેક ઉપાય યોજ્યા. | છોકરે | આ | યોજ્યા | અનેકઉપાય |
| ૯. કેટલાકછોકરાઓએતેકસુરકીધીહતી. | છોકરાઓએ | કેટલાક | કીધી હતી | તે કસુર |
| ૧૦. તેં નિર્મળ રસ્તો પકડ્યો છે. | તેં | | પકડ્યો છે | નિર્મળરસ્તો |

## પાઠ ૨૦. અવ્યય.

પાછલા પાઠોમા આપણે નામ, ક્રિયાપદ, સર્વનામ અને વિશેષણ એ ચાર જાતના શબ્દોની વાત કરી ગયા, તે એવી જાતના શબ્દો છે કે જુદેજુદે વખતે તેના રૂપમા કંઇને કંઈ ફેરફાર થાય છે, જેમ-

**નામ**—છોકરો, છોકરી, છોકરાઓ, છોકરા, છોકરાથી, વગેરે.

**ક્રિયાપદ**—હું **આવું છું**, મારાથી **અવાય** છે. તું **આવ્યો;** તે **આવશે,** વગેરે.

**સર્વનામ**—હું, અમે, મેં; તું, તમે, તારાથી, તે, તેણે, તેમા; આપણ, આપણી; વગેરે.

**વિશેષણ—સારો** છોકરો, **સારી** છોકરી, **સારા** છોકરાઓ, વગેરે.

નામ ક્રિયાપદ, સર્વનામ, વિશેષણ સિવાયના જે શબ્દો બાકી રહ્યા, તે એવી જાતના શબ્દો છે કે તેમાં કાંઈ પણ ફેરફાર થતો નથી, એટલે તે બધા શબ્દો એકને એકજ રૂપે વપરાય છે. તેથી તેનું નામ **અવ્યય** (અ=નહિ+**વ્યય**=ફેરફાર-ફેરફાર વગરના) પાડયું છે. જેમ, ઝટ, ઠીક, સુદ્ધાં, વડે, અને, અથવા, વાહ, અરે, વગેરે.

**જે શબ્દોના રૂપમાં કાંઇ ફેરફાર ન થતાં હંમેશાં પોતાને રૂપે જ રહે છે તેને અવ્યય કહે છે.**

આ **ગરીબ** છોકરો છે, આ **ગરીબ** છોકરી છે, આ **ગરીબ** છોકરૂં છે. આમાં 'ગરીબ' વિશેષણ છે કેમકે તે 'છોકરો,' 'છોકરી,' 'છોકરૂં' કેવું છે તે બતાવે છે. 'ગરીબ' વિશેષણના રૂપમાં ફેરફાર થતો નથી. તેમજ દયાળુ, મહેનતુ, ધનવાન, લોભી, કઠણ, વગેરે વિશેષણના રૂપમાં ફેરફાર થતો નથી; તોપણ તે અવ્યય ન કહેવાય, કેમકે તે

નામના અર્થમા વધારો કરે છે. **અવ્યય તો તેને જ કહેવાય કે જે શબ્દ નામના અર્થમાં વધારો કરતા નથી ને જેના રૂપમાં ફેરફાર થતો નથી.**

**મનોયત્ન ૧૧.**

નીચેની વાર્તામાં **અવ્યય** કયા છે તે **કારણ સાથે** કહો. ( ચાર જાતમાં ન આવે તેને અવ્યય કહેવરાવવું').

એક વેળા એવું બન્યું કે પેલા **જ** ઝાડ **તળે** એક જણે જાળ નાંખી હતી. તેમાં એનો એ **જ** સિંહ આવી ચઢયો, **ને** ઘણાં **ય** ફાંફાં માર્યા, **પણ માંહેથી** છૂટાયું **નહિ, ને** અકળાયો; **એટલે** બૂમો પાડવા માંડી. તે **સાંભળીને** પેલો ઉંદર **દરમાંથી ઝટ** લઇને **બહાર** આવ્યો, ને જોયુ **તો** પેલા સિંહને મોટા દુખમાં દીઠો.

ઉંદરે વિચાર્યું **જે** આ વખત જીવતદાનનો બદલો વાળવાનો આવ્યો છે. **પછી** તેણે સિંહને કહ્યુ, મહારાજ, ફિકર કરશો **મા,** તમારો દાસ હાજર થયો છે. તેનાથી બનશે તે ચાકરી કરશે. **ત્યારપછી** તેણે પેલી જાળ દાંતે કાતરી નાંખી, **અને** સિંહનો છૂટકો કર્યો.

અવ્યયોને તેમના કામ પ્રમાણે છૂટા છૂટા ઓળખવાની જરૂર છે તે વિષે હવે આપણે વિચાર કરીએ

---

## પાઠ ૨૧. ક્રિયાવિશેષણ અવ્યય.

| | |
|---|---|
| ૧. લલ્લુ હમણા આવ્યો. | ૪. ગાય પાછળ આવે છે. |
| ૨. છગન કાલે જશે. | ૫. મગન હળવે હળવે બોલે છે. |
| ૩. ભગુ નીચે બેઠો છે. | ૬. બંદુક ફડાફડ ફૂટી. |

પહેલા વાકયમા 'હમણા' શબ્દ આવવાની ક્રિયા **કયારે** ( કયે વખતે ) થઈ રહી તે સમજાવે છે, બીજા વાકયમા 'કાલે' શબ્દ જ- વાની ક્રિયા કયારે થશે તે સમજાવે છે, ત્રીજા વાકયમા 'નીચે' શબ્દ

બેસવાની ક્રિયા **ક્યાં** (કયે ઠેકાણે) થઈ છે તે સમજાવે છે, ચોથા વાક્યમાં 'પાછળ' શબ્દ આવવાની ક્રિયા **ક્યાં** થાય છે તે સમજાવે છે. પાંચમા વાક્યમાં 'હળવેહળવે' શબ્દ બોલવાની ક્રિયા **કેમ** (કેવી રીતે) થાય છે તે સમજાવે છે. છઠ્ઠા વાક્યમાં 'ફડાફડ' શબ્દ ફૂટયાની ક્રિયા કેમ થાય છે તે સમજાવે છે. આ શબ્દો **ક્રિયાના અર્થમાં વધારો** કરે છે, ને **અવ્યયની** જાતના છે; માટે તેને **ક્રિયાવિશેષણ અવ્યય** કહે છે.

જે **અવ્યય ક્રિયાપદનો ગુણ બતાવી તેના અર્થમાં વધારો કરે છે; એટલે ક્રિયા ક્યારે,** ક્યાં, **કેમ બની, વગેરે સમજાવે છે; તેને ક્રિયાવિશેષણ અવ્યય કહે છે.**

**૧. વેળા દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય:**—હમણા, અત્યારે, એટલામાં, ક્યારે, જ્યારે, ત્યારે, ઝટ, ઝટપટ, નિત્ય, પહોર, પરાર, હંમેશાં, વારેવારે, ઇત્યાદિ.

**૨. ઠેકાણું દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય:**—જ્યાં, જહીં, ત્યા, તહીં, ક્યાં, અહીં, આગળ, પાસે, નજીક, દૂર, છેટે, વેગળે, પુંઠે, ઉપર, નીચે, મધ્યે, આમ, આણીતરફ, ઇત્યાદિ.

**૩. રીત દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય:**—આમ, એમ, જેમ, તેમ, કેમ, આસ્તે, ધીમે, જરૂર, જ, ખરેખર, કદાચ, રખે, જાણે, શકે, ભલે, વારૂ, હા, તડાતડ, ઇત્યાદિ.

**૪. નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય:**—ન, નવ, નહિ, ના, મા.

**૫. ઉપર સિવાય બીજા:**—જરા, લગીર, ઘણુંખરૂં, બહુ, ઘણુંકરીને, ગુસ્સાભેર, વગેરે.

**સૂચના:**—કેટલાક અવ્યય નામને ઠેકાણે વપરાય છે, **તેથી** તેને વિભક્તિના કોઇ કોઇ પ્રત્યય લાગે છે. જેમ મેડેથી ખુરસી

લાવ, **તેને** બદલે ઉપરથી ખુરસી લાવ. એમાં 'ઉપર' અવ્યયને પાંચમી વિભક્તિનો પ્રત્યય લાગેલો છે. તેમજ ઉપરનો, ક્યારનો, અહીંથી, ત્યાંથી, અત્યારમાં, વગેરેમાં કેટલીક વિભક્તિ લાગે છે; પણ તેમને જાતિ, વચન, તેમજ સઘળી વિભક્તિના પ્રત્યય લાગતા નથી માટે તેમને અવ્યયમાંજ ગણવા.

ઘોડો **ઘણો** દોડયો, ઘોડી **ઘણી** દોડી, ઘોડું **ઘણું** દોડયું, ઘોડા **ઘણા** દોડયા, ઘોડાં **ઘણાં** દોડયાં. આ વાક્યોમાં ઘણો, ઘણી, ઘણું, ઘણા, ઘણાં, **માત્ર** ક્રિયાવિશેષણ છે, તે ક્રિયાપદનાં રૂપ પ્રમાણે ફરે છે. જ્યારે અવ્યયનો શબ્દ હઇને ક્રિયાનો ગુણ બતાવે, ત્યારે **ક્રિયાવિશેષણઅવ્યય,** ને બીજે ઠેકાણે એકલું **ક્રિયાવિશેષણ** કહેવું.

**નામથી ક્રિયાનો વધારો:**—કેટલી વખત ક્રિયાપદની પહેલાં **ક્યાં, ક્યારે, ક્યારથી, ક્યાંથી,** વગેરે મૂકીને સવાલ પૂછીએ તેનો જવાબ **નામ વડે** મળે છે. જેમ, ક્યાં જાઓ છો? **ઘેર.** ક્યારે આવશો? **રાતે.** ક્યારથી ભણે છે? **વર્ષથી.** ક્યાંથી આવ્યો? **વડોદરેથી.** આ 'ઘેર,' 'રાતે,' 'વર્ષથી,' 'વડોદરેથી' ક્રિયાવિશેષણનુંજ કામ કરે છે, માટે **વાક્યપૃથક્કરણમાં** તેમને **ક્રિયાના વધારાના ખાનામાં** મૂકવા; પરન્તુ ઘર નામ પરથી ઘેર, રાત નામ પરથી રાતે, વર્ષ નામ પરથી વર્ષથી, વડોદરા નામ પરથી વડોદરેથી શબ્દ થએલા છે, તેથી **પદચ્છેદમાં** તો તે શબ્દોને **નામના વર્ગમાંજ** ગણાય.

**મનોયત્ન ૧૨.**

**નીચેનાં વાક્યોમાં ક્રિયાવિશેષણ અવ્યય કયા છે? તથા ક્રિયાવિશેષણનું કામ કરનાર નામ કયાં છે? તથા તે શું બતાવે છે?**

**૧. નાનાં છોકરાં ઘણું ઉંઘે છે.**
**૨. ત્યાં ઘણાં છોકરાં રમતાં હતાં.**
**૩. ગંદી છોડી જલદી નાહ.**
**૧૧. ભરવાડ બકરાંને સીમમાં લઇ ગયો.**
**૧૨. ડાહ્યા માણસો વહેલા ઊઠે છે.**
**૧૩. છગન બે વર્ષથી અંગ્રેજી ભણે છે.**

૪. મૂર્ખ છોકરાં પાછળથી પસ્તાય છે.
૫. છોકરા ખૂબ દોડયા.
૬. છોટુ પાછળ રહ્યો.
૭. ચીમન કાલે આવજે.
૮. છગન, કયાં જાય છે ?
૯. મોઢું કેમ ઉતરી ગયું ?
૧૦. છગન, મગનને સારી પેઠે ઓળખે છે.
૧૪. સાપ દરમાં ગયો.
૧૫. બારડીએ બાર બેઠાં છે.
૧૬. છોકરા મેદાનમાં રમે છે.
૧૭ અહીં ઘણો તાપ પડે છે.
૧૮. ભાદરમાં પૂર આવ્યું છે.
૧૯. મગનનું ઘર આમ છે.
૨૦. છગને સવારમાં દવા પીધી છે.

---

## પાઠ ૨૨. વાકયપૃથક્કરણ.

### ( કર્ત્તા, ક્રિયાપદ, અને ક્રિયાપૂરકના વધારા સહિત. )

૧. ક્રિયાના વધારા તરીકે મુખ્યત્વે **ક્રિયાવિશેષણ અવ્યય** વપરાય છે. જેમ, તે **કાલે** ગયો (કાળ), તે **અહીં** આવશે (સ્થળ), તે **નહિ** આવે (નકાર), અમે **કદાચ** આવીએ (સંશય), તે **જરા** દોડયો (સ્થિતિ–ન્યૂનતા), ઇત્યાદિ.

૨. ક્રિયાવિશેષણને અર્થે આવતા **નામ, સર્વનામથી** ક્રિયાનો વધારો થઇ શકે છે. જેમ, હું **બે કલાક** સૂતો (કાળ), તે **બે વર્ષથી** ભણે છે (કાળની મર્યાદા), તે **સુરત** ગયો (સ્થળ), સાપ **દરમાં** પેઠો (સ્થળ), ગાડી **રાજકોટથી** છૂટી (વિયોગનું સ્થળ).

---

**મનોયત્ન ૧૩.**

નીચેનાં વાકયોનું પૃથક્કરણ કરો

૧. હું તને રજા વહેલી આપીશ.
૨. પેલો છોકરો અંગ્રેજી રોજ બોલે છે.
૩. સારા લોક હંમેશાં પ્રાર્થના કરે છે.
૪ મહેતાજીએ છોકરાંને છ વાગ્યે રમાડયાં.
૫. તેણે આંધળાને બહાર કાઢયો.
૬. નાનો ભાઇ નિશાળે જાય છે.

## નમૂના દાખલ કેટલાંક વાક્યોનું પૃથક્કરણ નીચે કરી બતાવીએ છીએ.

| વાક્ય. | કોને માટે ? | | શું કહ્યું ? | | |
|---|---|---|---|---|---|
| | કર્તા. | કર્તાનો વધારો | ક્રિયાપદ. | ક્રિયાપૂરક. | ક્રિયાનો વધારો. |
| ૧. આપણે આજ એક નવી રમત રમીશું. | આપણે | | રમીશું | એક નવી રમત | આજ (કાળ) |
| ૨. અહીં ઢોર પાણી પીએ છે. | ઢોર | | પીએ છે | પાણી | અહીં (સ્થળ) |
| ૩. તે કેમ રડે છે? | તે | | રડે છે | | કેમ (રીત) |
| ૪. ભરવાડ બકરાંને સીમમા લઈ ગયો. | ભરવાડ | | લઇ ગયો | બકરાંને | સીમમાં (સ્થળ) |
| ૫. ભગુ મોડો આવ્યો. | ભગુ | | આવ્યો | | મોડો (કાળ) |
| ૬. પાણીમાં આ શું પડ્યું છે? | આ | | પડ્યું છે | શું | પાણીમાં (સ્થળ) |
| ૭. હું તને બે પતાસાં વધારે આપીશ. | હું | | આપીશ | તનેબેપતાસાં | વધારે (સ્થિતિ) |
| ૮. મેં તે કડકો અંગારામાંમૂક્યો | મેં | | મૂક્યો | તે કડકો | અંગારામાં (સ્થળ) |
| ૯. તેને વચમા એક ઘરડા માણસે પૂછ્યું. | માણસે | એક ઘરડા | પૂછ્યું | તેને | વચમા (રીતિ) |

૭. વાડીમાં છ માણસો મજૂરી કરે છે.
૮. છોકરે ગજવામાં હાથ ઘાલ્યો હતો.
૯. કૂતરીએ સસલીને પાસે આવવા દીધી.
૧૦. તેણે ઘરમાં બિલાડી પાળી છે.
૧૧. આ કૂતરો અજાણ્યા માણસને ઓચિંતો કરડે છે.
૧૨. ચંચળે નાનો વીંજણો સારો ભર્યો.
૧૩. તેં પાઠ સારો કર્યો છે.
૧૪. તેણે દેશાઇને વતન કાયમ કરી આપ્યું.
૧૫. પેલા ભટજીએ પેલી ડોસીને પાસે બોલાવી કહ્યું.
૧૬. તેણે કોઇ મુસલમાનને મહોલ્લાને નાકે ઉભેલો જોયો.

---

## પાઠ ૨૩. પદચ્છેદ.

### [ શબ્દના પાંચ વર્ગ ( ક્રિયાવિશેષણ અવ્યય સહિત ) ઓળખતાં ].

એટલામાં સુમિત્રા ત્યાં આવી પહોંચ્યા. તેમને ત્રણે જણે નમન કર્યુ ને આજ્ઞા માગી. ( આ વાક્યોનું નમૂના દાખલ નીચે પદચ્છેદ કરી બતાવ્યુ છે. )

**એટલામાં:**—ક્યારે આવી પહોંચ્યા તે બતાવે છે માટે વખત બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

**સુમિત્રા:**—પ્રાણીનું નામ માટે નામ, 'આવી પહોંચ્યા' ક્રિયાપદનો કર્તા.

**ત્યાં:**—ક્યા આવી પહોચ્યા તે બતાવે છે માટે ઠેકાણું બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

**આવી પહોંચ્યાં:**—આવી પહોચવાની ક્રિયા બતાવે છે માટે ક્રિયાપદ.

**તેમને:**—'સુમિત્રાને' ઠેકાણે છે માટે સર્વનામ.
**ત્રણે:**—જણ કેટલા છે તે બતાવે છે માટે વિશેષણ.
**જણે:**—પ્રાણીનાં નામ માટે નામ, 'કર્યું' ક્રિયાપદના કર્ત્તા.
**નમન:**—ક્રિયાનું નામ માટે નામ, 'કર્યું' ક્રિયાપદનું કર્મ.
**કર્યું:**—કરવાની ક્રિયા બતાવે છે માટે ક્રિયાપદ.
**ને:**—અવ્યય.
**આજ્ઞા:**—ક્રિયાનું નામ માટે નામ, 'માગી' ક્રિયાપદનું કર્મ.
**માગી:**—માગવાની ક્રિયા બતાવે છે માટે ક્રિયાપદ.

---

## પાઠ ૨૪. કૃદંત.

૧. છોકરાં **રમતાં રમતાં** વઢી પડયાં.
૨. ઠંડા મુલકના લોકો ચરબી **વધારનારા** પદાર્થો ઘણા ખાય છે.
૩. દશરથ રાજાએ રામચંદ્રજીને વનવાસ **જવાનો** હુકમ કર્યો.
૪. તેણે સ્વામિભક્તિ **બજાવીને** તેનો બચાવ કીધો.
૫. સિંહણનું દૂધ **ધાવેલાને** વરસ, માસ, કે દિવસનું વય કેમ ગણાય?

આ પાંચે વાકયો છે; કેમકે એમ બોલવાથી કહેવાનો અર્થ પૂરો સમજાય છે. પહેલા વાકયમા 'વઢી પડયાં' શબ્દ વઢવાની, બીજા વાક્યમાં 'ખાય છે' શબ્દ ખાવાની, ત્રીજા વાકયમા 'કર્યો' શબ્દ કરવાની, ચોથા વાક્યમાં 'કીધો' શબ્દ કરવાની અને પાંચમા વા-ક્યમાં 'ગણાય' શબ્દ ગણવાની ક્રિયા બતાવે છે. એ પાંચે ક્રિયા બતાવનાર શબ્દ **ક્રિયાપદ** કહેવાય. પણ—

'છોકરાં રમતા રમતાં,' 'ઠંડા મુલકના લોકો ચરબી વધાર-નારા,' 'દશરથ રાજાએ રામચંદ્રજીને વનવાસ જવાનો,' 'તેણે સ્વામિભક્તિ બજાવીને' અને 'સિંહણનું દૂધ ધાવેલાને'; એ પ્રમાણે બોલવાથી કહેવાનો અર્થ પૂરો થતો નથી, તેથી તે વાક્યો ન કહેવાય;

અને 'રમતાં રમતાં,' 'વધારનારા,' 'જવાનો,' 'બજાવીને' અને 'ધાવેલાને' ક્રિયા બતાવનાર શબ્દોને ક્રિયાપદ ન કહેવાય; એને **કૃદંત** કહે છે.

**જે શબ્દો ક્રિયા બતાવે, પણ ક્રિયાપદની પેઠે વાક્ય બનાવતાં નથી તેને કૃદંત કહે છે.**

**મનોયત્ન ૧૪.**

નીચેનાં વાકયોમાં કૃદંત અને ક્રિયાપદ બતાવો.

પછી પ્રમુખ ઉભા થઇ બોલ્યા. તમે એમ સમજતા હો કે પેટ આળસુ થઇ બેસી રહે છે, અને તમેજ બધાં રળવાનો શ્રમ લો છો, તો તે ભૂલ છે.

આબુપર આવેલાં દહેરાંને દેલવાડાનાં દહેરાં કહે છે ત્યાં જવાને આબુરોડના સ્ટેશને ઉતરવું સુગમ પડે છે.

---

## પાઠ ૨૫. ટુંકાં વાકયો બનાવવા વિષે.

૧. નીચેના શબ્દોની આગળ તે 'શું કરે છે' તે બતાવનાર એકેક શબ્દ મૂકી વાક્ય બનાવો.

| | |
|---|---|
| ૧. લુહાર | ૬. શિક્ષક |
| ૨. દરજી | ૭. વાદરો |
| ૩. ખેડૂત | ૮. બાળક |
| ૪. પંખી | ૯. સાપ |
| ૫. છોકરા | ૧૦. ઢોર |

૨ નીચેના ક્રિયાપદોની પહેલાં 'કર્તા' મૂકી વાક્ય બનાવો..

| | |
|---|---|
| ૧. નાઠો | ૬. આવશે |
| ૨. હીડે છે | ૭. નાચ્યા |
| ૩. ખસશે | ૮. થાકયો |
| ૪. પડયા | ૯. ચાલે છે |
| ૫. ગયો | ૧૦. બોલે છે |

૩. નીચેનાં વાક્યોમાં રહી ગએલ ' કર્મ ' મૂકી બતાવો.

| | | | |
|---|---|---|---|
| ૧. ભિખારી | માગે છે. | ૭. કૂકડી | સેવે છે. |
| ૨. છોકરાં | ખાય છે. | ૮. શિક્ષકે | લખાવ્યું. |
| ૩. રાજા | આપે છે. | ૯. નરોત્તમે | ભાગી. |
| ૪. લહીઓ | લખશે. | ૧૦. મગન | લાવ્યો. |
| ૫. મગને | પાડયું. | ૧૧. મણીએ | બોલાવ્યો. |
| ૬. છગન | શોધે છે. | ૧૨. લલ્લુએ | રમાડયો. |

૪. નીચેનાં ક્રિયાપદની પહેલા કર્ત્તા, અથવા કર્ત્તા કર્મ મૂકી બતાવો. પહેલા વાક્યમા ' કોણ ખેંચે છે ' પૂછવાથી કર્ત્તા, ને ' શું ખેંચે છે ' પૂછવાથી કર્મ માલૂમ પડશે. એ રીતે બધાં વાક્ય ભરાવવાં.

| | |
|---|---|
| ૧. ખેંચે છે | ૬. ચડયો |
| ૨. લખાવશે | ૭. ખસેડયું |
| ૩. રંગી | ૮. પકડયો |
| ૪. ધોયાં | ૯. કરડયો |
| ૫. આવ્યો | ૧૦. સળગાવે છે |

૫. પાટિયાપર નીચે આપેલા શબ્દો લખી તેમાથી એકને કર્ત્તા, અને એકને ક્રિયાપદ તરીકે; અથવા એકને કર્ત્તા, એકને કર્મ અને એકને ક્રિયાપદ તરીકે લેવરાવી વાક્યો રચાવો.

મગન, રામજી, નરોત્તમ, પુરુષોત્તમ, રાણીસાહેબે, અક્ષર, પાઠ, ખીચડી, લખે છે, વાંચતો હતો, બક્યા કરે છે, જાગી ઊઠ્યો, વહેંચી અપાવી.

**સૂચના:**—પ્રથમ એક ક્રિયાપદ લઇ તેનાં કર્ત્તાકર્મ ખોળાવવાથી ઝટ વાક્ય રચી શકાશે.

૬. ઝાડ, શકરિયાં, છોડ, હાથ, બાજરો, આ શબ્દો નીચેના ક્રિયાપદોના કર્ત્તા તરીકે જ્યાં વપરાય ત્યાં વાપરી બતાવો.

વધ્યો, સળગી ગયો, ભાંગ્યો, પડ્યું, વાવ્યાં.

૭. લીમડો, ડાંગર, ચણા, ડમરો, બાજરો, આંખ, આ શબ્દો નીચેનાં વાક્યોમાં કર્મ તરીકે જ્યા વપરાય ત્યાં વાપરી બતાવો.

૧. કાશી ખાંડે છે.
૨. જમના દળે છે.
૩. ઘોડો ખાય છે.
૪. ભીમાએ બગાડી.
૫. મગને રોપ્યો.
૬. ગોવિંદે વાવ્યો.

૮. ચોમાસામાં, આશા, સોમવારે, શેર, ગજ, માસીએ, આ શબ્દો નીચેના વાક્યોમા જ્યાં વપરાય ત્યાં વાપરી બતાવો.

હું આવીશ.
વરસાદ વરસે છે.
બ્રાહ્મણ રાખે છે.
ખુશાલદાસે ગોળ લીધો.
ગજીઆણી ખરીદી.
કાશીએ મશરૂ લીધો.

૯. નીચેના વાક્યોમા કર્ત્તાને ઓળખાવનાર શબ્દ (વિશેષણ)મૂકો.

૧. ચકલો બોલ્યો. ૪. પંખી ઊડયાં.
૨. હાર તૂટી. ૫. પેટી પડી.
૩. બળદ દોડે છે. ૬. પૂર આવ્યું.

૧૦. નીચેનાં વાક્યોમા કર્મને ઓળખાવનાર શબ્દ (વિશેષણ)મૂકો.

૧. મગને પાઠ વાંચ્યા. ૪. છગને નંબર લીધો.
૨. લલ્લુએ ઘોડો ખરીદ્યો. ૫. રાજાએ બ્રાહ્મણને બોલાવ્યો.
૩. કાશીએ રોટલો ઘડયો. ૬. મણીએ ખીચડી ખાધી.

૧૧. નીચેના કોઠામા ક્રિયા કયે વખતે, કયે ઠેકાણે, અને કેવી રીતે બની તે જણાવનાર શબ્દો ( ક્રિયાવિશેષણો ) ઉમેરો.

| | કયે વખતે ? (ક્યારે ?) | કયે ઠેકાણે ? ( ક્યાં ?) | કેવી રીતે ? ( કેમ ? ) | |
|---|---|---|---|---|
| છોકરો | આજ | વેગળે | ઝટપટ | ગયો. |
| મગન | | | | વાંચે છે. |
| ઘોડો | | | | દોડયો. |
| પંખી | | | | ઊડયાં. |
| જનાવરો | | | | બોલ્યાં. |
| છોકરા | | | | રમે છે. |
| કેશવલાલે | | | | જોયું. |
| મહેતાજી | | | | ભુલી ગયા. |
| બિલાડીઓ | | | | વઢી પડી. |
| ખુરસી | | | | ઘડો. |
| વાદરો | | | | ખાઈ ગયો. |

## પાઠ ૨૬. પ્રશ્નો.

૧. વાક્ય એટલે શું ? એક શબ્દનાં વાક્ય આપો, એને વાક્યમાં કેમ ગણાય ? ચાર પાંચ શબ્દો સાથે લેતાં છતાં વાક્ય ન બને તેવો એક દાખલો આપો ને તેનું કારણ કહો.

૨. શબ્દ એટલે શું ? અક્ષરો ગમેતેમ ગોઠવવાથી શબ્દ ન બને તેવો એક દાખલો આપો.

૩. સ્વર, હ્રસ્વ સ્વર અને દીર્ઘ સ્વર એટલે શુ ? અને તે કયા કયા ?

૪. વ્યંજન એટલે શું ? અને તે કયા કયા ?

૫. બારાક્ષરી, અનુસ્વાર અને વિસર્ગની વ્યાખ્યા આપો.

૬. જોડાક્ષર એટલે શું ? તેનું બીજું નામ શું ? સૌરાષ્ટ્ર શબ્દમાં વ્યંજન અને સ્વરના ઉચ્ચાર છૂટા પાડો.

૭. ક્ષ્ અને જ્ઞ્ એ કયા કયા વ્યંજન મળવાથી થએલ છે ?

૮. જોડાક્ષર વાંચવાની રીત બોલો.

૯. વાક્યના બે ભાગ કયા ?

૧૦. નામ એટલે શું ?

૧૧. ક્રિયાપદ એટલે શું ?

૧૨. ક્રિયાપૂરક એટલે શું ?

૧૩. કર્ત્તા એટલે શું ? તેને શોધી કાઢવાની રીત બોલો.

૧૪. કર્મ એટલે શું ? તેને શોધી કાઢવાની રીત બોલો.

૧૫. સર્વનામ એટલે શું ? કયા કયા શબ્દો સર્વનામમાં ગણાય છે ?

૧૬. વિશેષણ એટલે શું ? એ નામ પાડવાનું કારણ શું ?

૧૭. વિશેષ્ય કોને કહે છે, તે દાખલો આપી સમજાવો.

૧૮. વિશેષણ તરીકે વપરાતા સર્વનામ કયા ? એમનું પદચ્છેદ કેમ કરવું ?

૧૯. અવ્યય કોને કહે છે ?

૨૦. જે શબ્દના રૂપમાં ફેરફાર ન થાય તે અવ્યય કહેવાય કે કેમ તે દાખલો આપી સમજાવો.

૨૧. ક્રિયાવિશેષણ અવ્યય કોને કહે છે ?

૨૨. વેળા, ઠેકાણું, રીત, ને નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયના દાખલા આપો.

૨૩. ક્રિયાનો વધારો ક્રિયાવિશેષણ અવ્યય સિવાય શા વડે થાય છે તે દાખલા આપી સમજાવો.

૨૪. કૃદંત એટલે શું ? કૃદંત અને ક્રિયાપદ વચ્ચે ફેર શો ?

**પહેલો ભાગ સમાપ્ત.**

સરલ

# ગુજરાતી બાળવ્યાકરણ.

## ભાગ ૨ જો. ધોરણ પાંચમા માટે.

પાંચમા ધોરણમાં "શબ્દવિન્યાસ અને વાક્યવિન્યાસનાં મૂળતત્ત્વો (પ્રયોગો સાથે)" આટલું શિખવવાનું છે તે નીચેને ક્રમે ચલાવવું.

પહેલા ભાગમાં શબ્દોના ૭ વર્ગ (નામ, ક્રિયાપદ, સર્વનામ, **વિશેષણ, અવ્યય અને** કૃદંત) તથા વાક્યપૃથક્કરણ ને ટુંકાં વાક્ય બનાવવા વિષે કેટલીક હકીકત શીખી ગયા. આ ભાગમાં તેને વિષે વધારે હકીકત આવશે એટલે નામ, ક્રિયાપદ, સર્વનામ, વિશેષણ, અવ્યય અને કૃદંતના પ્રકાર; તેમનો એક બીજા સાથે સંબંધ થવા સારૂ તેમને જાતિ, વચન, વિભક્તિ અને કાળ ને અર્થના પ્રત્યયો કેવી રીતે લાગે છે તેનું વર્ણન આવશે. વ્યાકરણના આ ભાગને **શબ્દવિચાર** કહે છે.

વ્યાકરણના જે ભાગમાં વાક્ય વિષે વિચાર કરેલો હોય છે, તેને **વાક્યવિચાર** કહે છે. વાક્યવિચારમા **વાક્યપૃથક્કરણ** (વાક્યોના ભાગોને જુદા કરવા તે) ને **શબ્દવિન્યાસ** (વાક્યોમા શબ્દો શી રીતે ગોઠવાય છે તે) નું વર્ણન હોય છે. આ વિષે પણ કેટલીક વિશેષ હકીકત આ ભાગમાં આવશે.

---

### પાઠ ૧. નામના પ્રકાર.

નામના પાંચ જુદા જુદા પ્રકાર છે. ૧. વિશેષનામ, ૨. સામાન્ય નામ, ૩. સમૂહવાચક નામ, ૪. પદાર્થવાચક નામ, ૫. ભાવવાચક નામ.

## ૧. વિશેષનામ.

**હરિશ્ચંદ્ર** સત્યવાદી હતા, **કુરાન** મુસલમાન લોકોનું ધર્મશાસ્ત્ર છે, **મુંબઇ** ધનાઢ્ય છે. **નર્મદા** ઉંડી છે. આ વાક્યોમાં 'હરિશ્ચંદ્ર' એક રાજાનું નામ છે, 'કુરાન' એક પુસ્તકનું નામ છે, 'મુંબઈ' એક શહેરનું નામ છે, 'નર્મદા' એક નદીનું નામ છે. **એકજ** પદાર્થનું **ખાસ** નામ તે **વિશેષનામ** કહેવાય.

**વિશેષનામ:—એકજ માણસ કે પદાર્થનું ખાસ નામ તે વિશેષનામ કહેવાય.**

જેમકે—

**अ.** કોઇ ખાસ માણસ; જેમકે, રામ, ગોપાલ, છગન, સીતા, વગેરે.

**ब.** કોઈ ખાસ પુસ્તક; જેમકે, રામાયણ, મહાભારત, બાઇબલ, વગેરે.

**क.** કોઇ ખાસ શહેર; કસ્બો, ગામ, પરૂં, ઇમારત; જેમકે, અમદાવાદ, મહુધા, તોરણા, ગોપાલપરૂં, તાજમહાલ, વગેરે.

**ड.** કોઇ ખાસ ખંડ, દેશ, પર્વત, નદી, સમુદ્ર, અખાત, ભૂશિર, બેટ, સરોવર, વગેરે; જેમકે, એશિઆ, હિંદુસ્તાન, હિમાલય, ગંગા, અરબી સમુદ્ર, ખંભાતનો અખાત, કન્યાકુમારી, લંકા, કયાસ્પિઅન, વગેરે.

એકજ પદાર્થના પાડેલા નામને **સંજ્ઞા** કહે છે, માટે વિશેષનામને કેટલાક **સંજ્ઞાવાચક** નામ કહે છે.

**વાર, પખવાડીઉં, મહીના** અને **તહેવારનાં** નામ પણ ખાસ નામ હોવાથી વિશેષનામમાં ગણાય. જેમકે, સોમવાર, શુકલપક્ષ, માહ, દિવાળી, વગેરે.

વિશેષનામની સાથે સંખ્યાવાચક શબ્દ જોડી શકાતા નથી. જો

કોઇ પ્રસંગે જોડેલા જણાય; તો તે ઠેકાણે તે **સામાન્ય નામ** છે. જેમકે, આ કવિ બીજો **કાલિદાસ** છે.

## ૨. સામાન્યનામ.

પ્રાણી, વનસ્પતિ, પદાર્થ, વગેરેને ઓળખવા માટે માણસોએ તેનાં નામ પાડેલા છે. જો દરેક પ્રાણી, વનસ્પતિ, કે પદાર્થને માટે જુદાં જુદાં નામ પાડયાં હોય, તો તે એટલાં બધાં થઇ જાત, કે પછી આપણે તે નામવડે વસ્તુ ઓળખી શકત નહિ; માટે એકજ જાતની અને સરખા ગુણવાળી વસ્તુઓનાં, બધાંને લાગુ પડે એવાં **સામાન્યનામ** પાડેલાં છે. જેમ, **માણસ** શબ્દ આખા વર્ગનું નામ છે, તેમજ તે વર્ગનાં દરેક પ્રાણીનું નામ છે. **વડ** શબ્દ આખા વર્ગનું નામ છે, તેમજ તે વર્ગનાં દરેક ઝાડનું નામ છે. **ખુરસી** શબ્દ આખા વર્ગનું નામ છે, તેમજ તે વર્ગની દરેક વસ્તુનું નામ છે.

**સામાન્યનામઃ—જે નામ કોઈ આખા વર્ગને અથવા તે વર્ગમાંની દરેક વસ્તુને સરખી રીતે લાગુ પડે છે તે.** જેમ, પુરુષ, કાકા, ઘોડો, ચકલી; લીમડો, મોગરો; દેશ, પર્વત, નદી, શહેર, ટેબલ, સાકળ, વગેરે. આવા નામોને કેટલાક **જાતિવાચક** નામ પણ કહે છે, કેમકે તેથી પ્રાણી, વનસ્પતિ, કે પદાર્થની જાતિ ઓળખાય છે.

**રોગ, સંખ્યા, વજન, માપ, વખત** અને **અંતર** બતાનાર નામો પણ **સામાન્ય નામમાં** ગણાય છે. જેમ, તાવ, કોલેરા; સૈકો, દશકો; શેર, તોલો; ગજ, તસુ; વર્ષ, ઘડી; કોસ, ગાઉ; ઇત્યાદિ.

સામાન્ય નામની પહેલાં **સંખ્યા** લગાડી શકાય છે. જેમ, પાચ છોકરા, દશ લીમડા, સાત ખુરસી, વગેરે.

*ટીપઃ*—પ્રાણીમાં માત્ર મનુષ્યજાતિમાં દરેકને ઓળખવાને તેના **ખાસ** નામ પાડેલાં છે, બીજાં પ્રાણીનાં ખાસ નામ પાડેલાં નથી.

કોઇ પ્રસંગે પાડેલાં હોય, તો **તે વિશેષનામ** કહેવાય. જેમ, **ટીપુ** (કુતરાનું નામ). **તેમજ** પદાર્થમા **ખાસ** નામ પાડેલા જણાય, તો તે **વિશેષનામ** કહેવાય. જેમ, કોહિનૂર (હીરાનું નામ).

### ૩. સમૂહવાચક નામ.

એક શિક્ષક પાસે ઘણા વિદ્યાર્થીઓ એકજ ચોપડી ભણતા હોય, અને તેઓનો એકજ વર્ગ હોય, તો વિદ્યાર્થીઓ સામાન્ય નામ, ને વર્ગ **સમૂહવાચક** નામ કહેવાય; કેમકે જયારે આપણે વર્ગ શબ્દ બોલીએ છીએ, ત્યારે દરેક વિદ્યાર્થીને જુદો જુદો નહિ પણ બધાને એકત્ર સમજીએ છીએ.

**સમૂહવાચક નામઃ—જે નામવડે વસ્તુનો સમૂહ એક સંપૂર્ણ આખો પદાર્થ છે એમ બતાવાય તો તે નામ સમૂહ-વાચક નામ ગણાય.** જેમ, સંઘ, મેળો, જથો, ટોળું, મંડળી, પ્રજા, સૈન્ય, લશ્કર, કાફલો, પલટણ, વગેરે.

સમૂહવાચક નામ અને સામાન્ય નામમાં ફેર એટલો છે કે સામાન્ય નામ આખા વર્ગના છૂટા પદાર્થને પણ લાગુ પડે છે, તેમ એ નામ લાગુ પડતાં નથી. એ આખા સમૂહને માટેજ વપરાય છે.

### ૪. પદાર્થવાચક નામ.

કેટલાંક નામ પદાર્થને લાગુ પડે છે, અને તેમાં જથાનો અર્થ રહેલો હોય છે. જેમ, લાકડું એ પદાર્થ છે, અને તેમાંથી ટેબલ, ખુરસી, પલંગ, વગેરે બને છે; સોનું એ ધાતુ છે, તેમાંથી સાંકળાં, બંગડી, કંઠી, વગેરે બને છે; ઘઉં એ અનાજ છે તેમાંથી રોટલી, પૂરી, લાડુ, વગેરે બને છે. લાકડું, સોનું, ઘઉં, એ **પદાર્થવાચક નામ** ગણાય, ને તેમાંથી બનતી વસ્તુઓ **સામાન્ય નામ** ગણાય.

**પદાર્થવાચક નામઃ—જે પદાર્થની વસ્તુ બનેલી હોય છે**

**તે પદાર્થ બતાવનાર શબ્દને પદાર્થવાચક નામ** કહે છે. જેમ, સોનું, રૂપુ, તાંબું, લોઢું, વગેરે ધાતુના નામ; ઘઉ, બાજરો, જુવાર, વગેરે અનાજનાં નામ; ગોળ, ઘી, તેલ, મધ, હવા, પાણી, દૂધ, રૂ, રેશમ, સાહી, ખડી, માટી, મીઠું, વગેરે.

પદાર્થવાચક નામની પહેલા સંખ્યા જોડી શકાતી નથી. પાંચ ઘી, બે તેલ, છ દારૂ એમ બોલાય નહિ, અને કદાચ બોલીએ તો ત્યા તેની જાત બતાવે છે. પાચ ઘી=પાચ જાતનાં ઘી–આ ઠેકાણે 'ઘી' સામાન્ય નામ છે.

☞ પ્રાથમિક શાળાઓમા સમૂહવાચક અને પદાર્થવાચક નામને સામાન્ય નામમા ગણવાને હરકત નથી.

### ૫. ભાવવાચક નામ.

છાશમાં **ખટાશ** છે, મગનને **ઊંઘ** આવે છે. રાણી સાહેબમા **દયા** છે, તેણે **માર** ખાધો, આ વાક્યોમાં 'ખટાશ' ગુણનું, 'ઊંઘ' સ્થિતિનું, 'દયા' લાગણીનું અને 'માર' ક્રિયાનું નામ છે. આ નામો **ભાવવાચક** નામ કહેવાય છે. ભાવ એટલેજ ગુણ, સ્થિતિ, લાગણી કે ક્રિયા.

**ભાવવાચક નામ:—જે નામો કોઈ પણ પદાર્થ ન દર્શાવતાં ગુણ, સ્થિતિ, લાગણી, કે ક્રિયા બતાવે તે.**

ઉપર બતાવેલા ચારે જાતનાં નામો જે પદાર્થો જોવામા કે સ્પર્શ કરવામાં આવી શકે છે તેની સાથે સંબંધ રાખે છે, પણ ભાવવાચક નામો **મનથીજ** ધારવામાં આવે છે. તે નામો નીચે બતાવેલી પાચ જાતના હોય છે.

**૧. ગુણનાં નામ:**—ભલાઇ, અદેખાઇ, લંબાઈ, પહોળાઈ, ઊંચાઇ, મોટાઇ, ઊંડાણ, કઠણાશ, રતાશ, ભોળપણ, ગાંડપણ, બહાદુરી, વિદ્વત્તા, દાસત્વ, સાૈન્દર્ય, ધીરજ, હિંમત, વિગેરે.

**૨. શરીરની સ્થિતિનાં નામ**—જુવાની, ઊંઘ, તન્દુરસ્તી, બાળપણ, ઘડપણ, ભૂખ, થાક, તાવ, શરદી, ગરમી, વગેરે.

**૩. મનની લાગણીનાં નામ**—દયા, હરખ, પ્યાર, હેત, શોક, દુઃખ, ગુસ્સો, વેર, તિરસ્કાર, વગેરે.

**૪. ક્રિયાનાં નામ**—વાંચવું, વાચન, દોડવું, દોડ, ગતિ, ચાલ, દોડાદોડ, મરણ, માર, રમત, વઘઘટ, પડાપડી, ખડખડાટ, વગેરે.

**૫. હુન્નર અને વિદ્યાનાં નામ**—રંગાટ, વણાટ, ગણિત, ખગોળવિદ્યા, ભૂગોળ, વ્યાકરણ, સંગીત, વગેરે.

ભાવવાચક નામની પહેલા સંખ્યા લગાડી શકાતી નથી. જો લગાડાય તો તે ઠેકાણે તે સામાન્ય નામ થઈ જાય છે. જેમ, કોલેરાથી ઘણાં **મરણ** થયાં, તેણે ઘણી જાતની **દયા** કરી, તેનામા ઘણા **સદ્દગુણ** છે. આ વાક્યોમાં 'મરણ,' 'દયા', અને 'સદ્દગુણ' સામાન્ય નામ છે.

ભાવવાચક નામો ઘણું કરીને નીચેની રીતે બને છે.

**(अ). વિશેષણ પરથી.**

| | |
|---|---|
| ગરીબ–ગરીબાઈ | ગળ્યુ–ગળપણ |
| મોટું–મોટાઈ | પ્રામાણિક–પ્રામાણિકપણું |
| ભલું–ભલાઈ | બહાદુર–બહાદુરી |
| અદેખું–અદેખાઈ | ગરમ–ગરમી |
| ઊંચું–ઊંચાઈ | જુવાન–જુવાની |
| ઊંડું–ઊંડાઈ | ન્યાયી–ન્યાય |
| લાબું–લંબાઈ | આળસુ–આળસ |
| પહોળું–પહોળાઈ | વિદ્વત્–વિદ્વત્તા |
| ઊંડું–ઊંડાણ | ગુરુ–ગુરુત્વ |
| કાળું–કાળાશ | સુંદર–સૌંદર્ય |

રાતું–રતાશ
ડાહ્યા–ડહાપણ
ભોળું–ભોળપણ
ધીર–ધીરજ
એકલું–એકાંત

### (ख). સામાન્યનામ પરથી.

ચોર–ચોરી
દીવાન–દીવાની
દલાલ–દલાલી
બદમાશ–બદમાશી
માલિક–માલિકી
મિત્ર–મૈત્રી
સરદાર–સરદારી
બાળ–બાળપણ
ગોર–ગોરપણું
મિત્ર–મિત્રતા
ગુલામ–ગુલામગીરી

### (ग). ક્રિયાપદ પરથી.

અટકવું–અટકાવ
ઇચ્છવું–ઇચ્છા
ઊગવું–ઉદય
કહેવું––કહેણ
જીવવું–જીવન
દેખ–દેખાવ
નિંદવું–નિંદા
પડવું–પડતી
પસ્તાવું–પસ્તાવો
બીવું–બીક
ભજવું–ભજન
વિકસવું–વિકાસ
હસવું–હાસ્ય

### (घ). એકજ શબ્દ ક્રિયાપદ ને ભાવવાચક નામ તરીકે.

ઓળખ(વું)–ઓળખ
કોપ(વું)–કોપ
ચાલ(વું)–ચાલ
જન્મ(વું)–જન્મ
જાણ(વું)–જાણ
પકડા(વું)–પકડ
બોલ(વું)–બોલ
ભીખ(વું)–ભીખ
મોહ(વું)–મોહ
રો(વું)–રો

| | |
|---|---|
| જિત(વું)જિત | લુંટા(વું)–લુંટ |
| ડંખ(વું)–ડંખ | વિચાર(વું)–વિચાર |
| ડર(વું)–ડર | શીખ(વું)–શીખ |
| તોલ(વું)–તોલ | શોધ(વું)–શોધ |
| દોડ(વું)–દોડ | સંતોષ(વું)–સંતોષ |
| ધોળ(વું)–ધોળ | સમજ(વું)–સમજ |
| નાચ(વું)–નાચ | સંભવ(વુ)–સંભવ |

**મનોયત્ન ૧.**

**નીચેનાં નામમાંથી સામાન્ય, વિશેષ, અને ભાવવાચક નામ ખોળી કાઢો.**

**રજપૂત, રાજા, મેવાડ, રાજ, રાણો, રાજસિંગ, રાણી, કલાક, પુત્ર, જન્મ, કુંવર, ભાવ, બેઠક, ગાદી, વિચાર, ખેદ, ટંટો, યુક્તિ, તરવાર, મ્યાન, પ્રાણ, ઘડી, ઉપયોગ, પિતા ને વચન.**

---

## પાઠ ૨. જાતિ.

| | | |
|---|---|---|
| છોકરો આવ્યો. | છોકરી આવી | છોકરૂં આવ્યું. |
| ઘોડો દોડયો. | ઘોડી દોડી. | ઘોડું દોડયુ. |
| પાડો નાઠો. | પાડી નાઠી. | પાડું નાઠું. |
| ચકલો ઊડયો. | ચકલી ઊડી. | ચકલું ઊડયું. |
| પાટડો લીધો. | પાટડી લીધી. | ઘર લીધું. |
| ગ્લાસ ફૂટયો. | ગોળી ફૂટી. | હાંલ્લું ફૂટયું. |
| રોટલો ભાંગ્યો. | સ્લેટ ભાગી. | પુઠું ભાગ્યું. |
| નકશો ફાટી ગયો. | ચોપડી ફાટી ગઇ. | અંગરખું ફાટી ગયુ. |

ઉપલાં વાકયોમાં છોકરો, ઘોડો, પાડો, ચકલો, પ્રાણીનાં નામ છે. ને તે નરનાં છે. પાટડો, ગ્લાસ, રોટલો, નકશો, એ પદાર્થનાં નામ

છે, ને તે નરની પેઠે બોલાય તેવા નામ છે.

છોકરી, ઘોડી, પાડી, ચકલી, એ પ્રાણીના નામ છે, ને તે નારીનાં છે; પાટડી, ગોળી, સ્લેટ, ચોપડી, એ પદાર્થના નામ છે, ને તે નારીની પેઠે બોલાય તેવાં નામ છે.

છોકરૂ, ઘોડું, પાડું, ચકલું, એ પ્રાણીના નામ છે; પણ તે નરનાં નામ નથી, તેમ નારીનાં નથી; નર કે નારી બેમાંથી એકના છે. ઘર, હાંલ્લું, પુઠું, અંગરખું, એ પદાર્થના નામ છે, ને તે પણ નર કે નારીની પેઠે બોલાય તેવા નામ નથી.

**જે નામ નરનાં હોય, કે નરની પેઠે બોલાય તેવાં હોય, તેને નરજાતિનાં-વર્ગનાં નામ કહે છે.**

**જે નામ નારીનાં હોય, કે નારીની પેઠે બોલાય તેવાં હોય, તેને નારીજાતિનાં નામ કહે છે.**

**જે નામ નર કે નારીપણું બતાવતાં નથી, અથવા નર કે નારીની પેઠે બોલાતાં નથી; તેને નાન્યતર જાતિનાં નામ કહે છે.**

નાન્યતર=(ન=નહિ+અન્યતર=બેમાથી એક) બેમાથી એકે નહિ, એટલે નરનારી નહિ તે.

**જાતિ ઓળખવાની રીતઃ**-નામને છેડે કેવો વિશેષણ લાગે તો **નર**, **કેવી** લાગે તો **નારી**, અને કેવું લાગે તો **નાન્યતર**જાતિ જાણવી. જેમકે, છોકરો કેવો, જળો કેવી, કબાટ કેવું.*

**જાતિદર્શક પ્રત્યયોઃ**+—ઘોડો, પાડો, બકરો, ચકલો, લીમડો, ઢેગડો, પાટલો, કુહાડો, બંગલો, ઓરડો, આ નામો નરજાતિના છે.

***નામના સંબંધનાં ક્રિયાપદ અને અન્ય વિશેષણ પરથી પણ જાતિ માલૂમ પડે છે. જેમ, પાડું ઉભું છે, બળદ મોટો છે.**

આ નામોને છેડે 'ઓ' સ્વર છે. ઘણુંકરીને નરજાતિના નામને છેડે 'ઓ' સ્વર હોય છે. 'ઓ' સિવાયના સ્વરવાળાં નામ પણ નરજાતિમાં હોય છે. જેમકે, વાઘ, પાઠ, પિતા, સોની, સાધુ, વગેરે.

ઘોડી, પાડી, બકરી, ચકલી, લીમડી, દેગડી, પાટલી, કુહાડી, બંગલી, ઓરડી, આ નામો નારીજાતિનાં છે. આ નામને છેડે 'ઈ' સ્વર છે, ઘણુંકરીને નારીજાતિના નામને છેડે 'ઈ' સ્વર હોય છે. 'ઈ' સિવાયના સ્વરવાળાં નામ પણ નારીજાતિના છે. જેમ, લેખણ, વિદ્યા, વસ્તુ, હરડે, ધો, વગેરે.

ઘોડું, પાડું, બકરું, ચકલું, પુઠું, અંગરખું, ધોતિયું, ગાડું, આ નામો નાન્યતરજાતિના છે. આ નામોને છેડે 'ઉં' સ્વર છે. ઘણુંકરીને નાન્યતરજાતિના નામને છેડે 'ઉં' સ્વર હોય છે. 'ઉં' સિવાયના સ્વરવાળાં નામ પણ નાન્યતરજાતિમા હોય છે. જેમ, હાટ, ઘી, મોતી, લીંબુ, પશુ, તાલે, મોં, વગેરે.

**કેટલાંક નરજાતિનાં નામને નારીજાતિમાં લાવવાને ઈ, આ, અણ, એણ, આણી, ણી, ડી, વગેરે પ્રત્યય લાગે છે.** જેમ, પુત્ર-પુત્રી, કાકો-કાકી, બાળ-બાળા, કુંભાર-કુંભારણ, જોગી-જોગણ કે જોગેણ, પટેલ-પટલાણી, ચંડાળ-ચંડાળણી, ભીલ-ભીલડી, ચાકર-ચાકરડી, વગેરે.

**કેટલાંક નરજાતિનાં નામનાં નારીજાતિનાં જુદાંજ નામો હોય છે.** જેમ, વર-વહુ, બાપ-મા, પુરુષ-સ્ત્રી, મરદ-ઓરત, ભાઇ-બેન, ભાઇ-ભોજાઇ, રાજા-રાણી, સસરો-સાસુ, પાડો-ભેંસ, આખલો-ગાય, મોર-ઢેલ, ઇત્યાદિ.

---

**+ પ્રત્યય=(પ્રતિ=બાજૂ + અય્=જવું+અ=નાર) એક કે વધારે અક્ષરો પ્રકૃતિને છેડે આવીને તેના અર્થમાં ફેર પાડે છે તે. જેને પ્રત્યય લાગ્યા હોય તે, તે પ્રત્યયના સંબંધમાં પ્રકૃતિ કહેવાય છે.**

**કેટલાંક નામની જાતિ જુદા જુદા ભાગમાં જુદી જુદી બોલાય છે.** જેમ, તપાસ, તંબાકુ, ચાલ, ચા, વખત, વગેરે નરનારી જાતિમાં બોલાય છે; ગુજરાત, સોપારી, જનોઇ, વિલાયત, વગેરે નારી ને નાન્યતર જાતિમાં બોલાય છે; માણુસ નર યા નાન્યતરજાતિમાં બોલાય છે; ઇત્યાદિ.

---

## પાઠ ૩. વચન.

છોકરો આવ્યો–છોકરા આવ્યા. આ બે વાક્યના અર્થમા ફેર છે. છોકરો એટલે એક છોકરો, અને છોકરા એટલે એકથી વધારે. તેવીજ રીતે ઘોડો દોડયો–ઘોડાઓ દોડયા, સસલું નાઠું–સસલા નાઠાં, પાપડ ખાધો–પાપડો ખાધા, બકરી વેચી–બકરીઓ વેચી, લીંબુ કાપ્યું–લીંબુ કાપ્યા. આ વાકયોમાં ઘોડો, સસલું, પાપડ, બકરી, લીંબુ એક છે; અને ઘોડાઓ, સસલાં, પાપડો, બકરીઓ, લીંબુ એકથી વધારે છે.

**કોઈ નામ બોલતાં તેમાં અર્થ એકપણાનો હોય, તો તે નામ એકવચનનું જાણવું.**

**કોઇ નામ બોલતાં તેમાં અર્થ એકથી વધારેપણાનો હોય તો તે નામ બહુવચનનું જાણવું.**

**વચનના પ્રત્યયઃ**—એકવચનનો પ્રત્યય નથી, પણ નામનું મૂળ રૂપ જ વપરાય છે. બહુવચનમાં નામને ઘણુંકરીને 'ઓ' પ્રત્યય લાગે છે.

ઓકારાંત નરજાતિના નામનું બહુવચન તેને છેડે **'ઓ'નો 'આ' કરવાથી, કે 'ઓ' નો 'આ' કર્યા પછી બહુવચનનો 'ઓ' પ્રત્યય ઉમેર્યાથી થાય છે. જેમ, છોકરો એનું બહુવચન છોકરા અથવા છોકરાઓ,**

ઉંકારાંત નાન્યતરજાતિના નામનું બહુવચન તેને છેડે 'ઉં' નો **'આં' કર્યાથી, અથવા 'ઉં' નો 'આં' કર્યા પછી બહુવચનનો 'ઓ'**

પ્રત્યય ઉમેર્યાથી થાય છે. જેમ, ઇંડું એનું બહુવચન ઇંડાં અથવા ઇંડાંઓ.

જે નામને છેડે અ, આ, ઇ, ઉ હોય છે તેમના બહુવચનમાં નામનું મૂળરૂપ રહે છે, કે તે પછી બહુવચનનો 'ઓ' પ્રત્યય લગાડાય છે. જેમ:—

| એકવચન. | બહુવચન. |
|---|---|
| વાત. | વાત કે વાતો. |
| રાજા. | રાજા કે રાજાઓ |
| ચોપડી. | ચોપડી કે ચોપડીઓ. |
| લાડુ | લાડુ કે લાડુઓ. |

ઓકારાત નારી અને નાન્યતર જાતિના નામને બહુવચનનો પ્રત્યય લાગતો નથી, બંને વચનમા સરખા જ રૂપ થાય છે. જેમ, પાંચ જળો. દશ મો.

**ટીપ:—**જ્યાં બહુવચનનો પ્રત્યય લાગતો નથી હોતો, ત્યાં ક્રિયાપદ પરથી, વિશેષણ પરથી, કે વાક્યના અર્થ પરથી બહુવચન પરખાય છે. જેમ, મેં બળદ **લીધા**, ત્યાં **ચાર** ચોર છે, આ **સારા** બળદ છે, કાલે જે **આવ્યા હતા** તે આજે જશે.

**એકવચનમાં રહેનાર નામો:—પદાર્થવાચક નામ.** જેમકે, ઘી, ખાંડ, ગોળ, સાકર, પાણી, માટી, દેવતા, ભાય, કપાસ, રૂ, હીંગ, મેથી, ખડ, ઘાસ, સોનું, રૂપુ, તાંબુ; **વિશેષ નામ.** જેમ, વાડીલાલ, સુરત; **ભાવવાચક નામ.** જેમકે, નીતિ, ન્યાય, લોભ, પાપ, પુણ્ય, સત્ય; પદાર્થવાચક નામમા સમૂહનો અર્થ રહેલો છે માટે તેને બહુવચનનો પ્રત્યય લાગતો નથી. વિશેષ નામ ખાસ એકજ પદાર્થનાં નામ છે માટે તેમનું બહુવચન થતુ નથી. ભાવવાચક નામો ગુણ ને ક્રિયાનાં છે, અને તે એકવચનમાં વપરાય છે; કેમકે જે

વસ્તુઓમાં ગુણ કે ક્રિયા હોય છે, તે વસ્તુઓ ન દર્શાવતા તેમનો ગુણ કે ક્રિયા દર્શાવે છે. ભાવવાચક નામ સામાન્ય નામ બને ત્યારે બહુવચનમાં વાપરી શકાય છે. જેમ, તેનાં કૃત્યો નઠારા છે.

એકવચનમાં રહેનાર નામોથી જુદી જુદી જાત બતાવવી હોય, તો તે નામો બહુવચનમા વપરાય. જેમ, તેણે ઘાટઘાટના **પાણી** પીધા, ઘીકાંટે ચાર જાતનાં **ઘી** મળે છે; મેં તે શાં **પાપ** કર્યા હશે? (જુદા જુદા પ્રકારનાં પાપ.) કીયા જન્મનાં **વેર** વાળ્યાં? જુદી જુદી જાતના વેર). આવે પ્રસંગે તે સામાન્ય નામમાં ગણાય છે.

**બહુવચનમાં રહેનાર નામો**:—ઘઉં, મગ, તલ, અડદ, સુવા, મઠ, ઇત્યાદિ ધાન્યનાં નામ, તથા સાંસા, વેવલાં, વખાણ, લાડ, ફાંફાં, ઇત્યાદિ. આ નામો તેની પાસે ક્રિયાપદ મૂકી જોવાથી બહુવચનમાં છે, એમ માલૂમ પડશે. જેમ, ઘઉં લીધા.

માન આપતી વખતે એકવચનને બદલે બહુવચન વાપરવાની રીત છે. જેમ, શેઠજી પધાર્યા. પદચ્છેદ કરાવતી વખતે તેવા પ્રસંગમા નામના પદચ્છેદમાં **માનાર્થે બહુવચન** કહેવરાવવું.

**સર્વનામનાં જાતિવચન**:—તે જે નામને ઠેકાણે આવ્યા હોય, તેના કહેવાં.

---

## પાઠ ૪. વિભક્તિ.

લલ્લુએ છીંટનો કબજો શીવડાવ્યો. આ વાક્યનો અર્થ આપણે સમજી શકીએ છીએ, એને બદલે લલ્લુ છીટ કબજો સિવડાવ્યો, આમ બોલીએ તો તેનો અર્થ સમજાય નહિ, એટલે વાક્ય બને નહિ. 'લલ્લુ' નામ અને 'સિવડાવ્યો' ક્રિયાપદ વચ્ચેનો સંબંધ લલ્લુને 'એ' પ્રત્યય લગાડયાથી સમજાય છે. 'છીંટ' નામ અને 'કબજો' નામ એ બે વચ્ચેનો સંબંધ છીંટને 'નો' પ્રત્યય લગાડવાથી સમજાય છે, 'કબજો'

નામ અને 'સિવડાવ્યો' ક્રિયાપદ વચ્ચેનો સંબંધ બતાવવાને કબજાને કોઈ પણ પ્રત્યય લગાડવો પડ્યો નથી. ગોળીથી માર્યો. આ વાક્યમા 'ગોળી' નામ અને 'માર્યો' ક્રિયાપદ વચ્ચેનો સંબંધ ગોળીને 'થી' પ્રત્યય લગાડવાથી સમજાય છે. ગોળી માર્યો કહીએ, તો તેનો અર્થ નથી. પિત્તળનું પવાલું. એમાં 'પિત્તળ' નામ અને 'પવાલુ'' નામ, એ બે નામ વચ્ચેનો સંબંધ બતાવવાને પિત્તળને 'નું' પ્રત્યય લગાડવો પડે છે, પિત્તળ પવાલું કહીએ, તો તે વચ્ચે કંઈ સંબંધ છે એમ ન કહેવાય.

**વાક્યમાં નામ*અને ક્રિયાપદ વચ્ચે, અને નામ નામની વચ્ચે અનેક સંબંધ હોય છે, એ સંબંધ બતાવવાને નામનાં પ્રત્યય લાગીને, અથવા લાગ્યા વગર જે રૂપ થાય છે તેને નામની વિભક્તિ કહે છે; અને એ પ્રત્યયોને વિભક્તિના પ્રત્યય કહે છે.**

વિભક્તિઓ સાત છે. પહેલી, બીજી, ત્રીજી, ચોથી, પાંચમી, છઠ્ઠી, સાતમી.

**વિભક્તિના પ્રત્યયો.**

૧ લી. પ્રત્યય નથી.
૨ જી. પ્રત્યય નથી કે ને.
૩ જી. એ.
૪ થી. ને.
૫ મી. થી (કોઇવાર 'થકી' પણ વપરાય છે).
૬ ઠ્ઠી. નો–ની–નું–ના–નાં.
૭ મી. માં, એ.

---

*** નામવત્ શબ્દ એટલે સર્વનામ, તથા વિશેષ્યની જગોએ વપરાએલું વિશેષણ પણ નામમાં ગણવું.**

# પાઠ ૫. નામનાં રૂપાખ્યાન.

## ઓકારાંત નરજાતિ-ઘોડો.

| વિ. | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ઘોડો. | ઘોડા-ઘોડાઓ. |
| ૨. | ઘોડો, ઘોડાને. | ઘોડા-ઘોડાને; ઘોડાઓ, ઘોડાઓને. |
| ૩. | ઘોડાએ, ઘોડે. | ઘોડાએ, ઘોડાઓએ, ઘોડે. |
| ૪. | ઘોડાને. | ઘોડાને, ઘોડાઓને. |
| ૫. | ઘોડાથી-થકી. | ઘોડાથી-થકી, ઘોડાઓથી-થકી. |
| ૬. | ઘોડાનો-ની-નું-ના-ના. | ઘોડાનો-ની-નું-ના-નાં; ઘોડાઓનો-ની-નું-ના-નાં. |
| ૭. | ઘોડામા, ઘોડે. | ઘોડામા, ઘોડાઓમાં, ઘોડે. |

## ઉંકારાંત નાન્યતર જાતિ—ઇંડું.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ઇંડું. | ઈંડાં, ઇંડાંઓ. |
| ૨. | ઇંડું, ઇંડાને. | ઇંડા, ઇંડાંને, ઇંડાંઓને. |
| ૩. | ઇંડાએ, ઇંડે. | ઇંડાંએ, ઇંડે, ઇંડાંઓએ. |
| ૪. | ઇંડાને. | ઇંડાંને, ઇંડાંઓને. |
| ૫. | ઇંડાથી-થકી. | ઇંડાંથી-થકી, ઇંડાંઓથી-થકી. |
| ૬. | ઇંડાનો-ની-નું-ના-નાં. | ઇંડાંનો-ની-નું-ના-નાં; ઇંડાઓનો-ની-નું-ના-નાં. |
| ૭. | ઇંડામાં, ઇંડે. | ઇંડાંમાં, ઇંડે, ઇંડાંઓમાં. |

## અકારાંત નરજાતિ—પગ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | પગ. | પગ, પગો. |
| ૨. | પગ, પગને. | પગ, પગો, પગોને. |
| ૩. | પગે. | પગે, પગોએ. |
| ૪. | પગને. | પગને, પગોને. |
| ૫. | પગથી-થકી. | પગથી-થકી, પગોથી-થકી. |
| ૬. | પગનો-ની-નું-ના-નાં. | પગનો-ની-નું-ના-ના; પગોનો-ની-નું-ના-ના. |
| ૭. | પગમા, પગે. | પગમાં, પગે, પગોમા. |

## આકારાંત નારીજાતિ—ગંગા.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ગંગા. | ગંગા. |
| ૨. | ગંગા, ગંગાને. | ગંગા, ગંગાને. |
| ૩. | ગંગાએ. | ગંગાએ. |
| ૪. | ગંગાને. | ગંગાને. |
| ૫. | ગંગાથી-થકી. | ગંગાથી-થકી. |
| ૬. | ગંગાનો-ની-નું-ના-ના. | ગંગાનો-ની-નું-ના-નાં. |
| ૭. | ગંગામા. | ગંગામાં. |

## ઇકારાંત નારીજાતિ—રાણી.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | રાણી. | રાણી, રાણીઓ. |
| ૨. | રાણી, રાણીને. | રાણી, રાણીઓ, રાણીઓને. |
| ૩. | રાણીએ. | રાણીએ, રાણીઓએ. |

| | |
|---|---|
| ૪. રાણીને. | રાણીને, રાણીઓને. |
| ૫. રાણીથી–થકી. | રાણીથી–થકી,રાણીઓથી–થકી. |
| ૬. રાણીનો–ની–નું–ના–ના. | રાણીનો–ની–નું–ના–નાં; રાણીઓનો–ની–નું–ના–ના. |
| ૭. રાણીમાં. | રાણીમા, રાણીઓમાં. |

## ઉકારાંત નરજાતિ—લાડુ.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. લાડુ. | લાડુ, લાડુઓ. |
| ૨. લાડુ, લાડુને. | લાડુ, લાડુઓ, લાડુઓને. |
| ૩. લાડુએ. | લાડુએ, લાડુઓએ. |
| ૪. લાડુને. | લાડુને, લાડુઓને. |
| ૫. લાડુથી–થકી. | લાડુથી–થકી, લાડુઓથી–થકી. |
| ૬. લાડુનો–ની–નું–ના–નાં. | લાડુનો–ની–નું–ના–ના; લાડુઓનો–ની–નું–ના–ના. |
| ૭. લાડુમા. | લાડુમાં, લાડુઓમાં. |

## ઓકારાંત નારીજાતિ—ઘો.

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. ઘો. | ઘો. |
| ૨. ઘો, ઘોને. | ઘો, ઘોને. |
| ૩. ઘોએ. | ઘોએ. |
| ૪. ઘોને. | ઘોને. |
| ૫. ઘોથી–થકી. | ઘોથી–થકી. |
| ૬. ઘોનો–ની–નું–ના–નાં. | ઘોનો–ની–નું–ના–નાં. |
| ૭. ઘોમાં. | ઘોમાં. |

## પાઠ ૬. વિભક્તિના મુખ્ય અર્થ.

**૧. પહેલી વિભક્તિ**:—આ વિભક્તિનો પ્રત્યય નથી. અર્થ ઉપરથી માત્ર સમજાય છે. આ વિભક્તિના અર્થ નીચે પ્રમાણે છે.

(૧). **નામાર્થે**:—નામનોજ અર્થ કહે, વધારે નહિ.

| | |
|---|---|
| ૧. **હું** પાઠ વાચું છું. | મેં **પાઠ** વાચ્યા. |
| ૨. **તે** અક્ષર લખશે. | તેણે **અક્ષર** લખવા. |
| ૩. **છોકરો** નામુ લખે છે. | છોકરે **નામું** લખ્યું. |

'વાચું છું' ક્રિયાપદનો કર્ત્તા 'હું' ને કર્મ 'પાઠ' છે. 'વાંચું છું' ક્રિયાપદમાં કર્ત્તાનો અર્થ રહેલો છે, કર્મનો નથી. 'વાંચુ છું' એ પહેલા પુરુષના એકવચનનું રૂપ છે, ને કર્તા 'હું' પણ પહેલા પુરુષના એકવચનમા છે.

'વાંચ્યા' ક્રિયાપદનો કર્ત્તા 'મેં' ને કર્મ 'પાઠ' છે. 'વાંચ્યા' ક્રિયાપદમાં કર્મમાં અર્થ રહેલો છે. કર્ત્તાનો નથી, 'વાચ્યા' ક્રિયાપદ ને કર્મ 'પાઠ' બંને નરજાતિના બહુવચનમા છે.

'લખશે' ક્રિયાપદમાં કર્ત્તાનો, ને 'લખવા' ક્રિયાપદમા કર્મનો અર્થ રહેલો છે, 'લખશે' ક્રિયાપદ ને કર્ત્તા 'તે' બંને ત્રીજા પુરુષના એકવચનમા છે. 'લખવા' ક્રિયાપદ ને કર્મ 'અક્ષર' બંને નરજાતિના બહુવચનમાં છે.

'લખે છે' ક્રિયાપદમા કર્ત્તાનો, ને 'લખ્યું' ક્રિયાપદમાં કર્મનો અર્થ રહેલો છે. 'લખે છે' ક્રિયાપદ ને કર્ત્તા 'છોકરો' બંને ત્રીજા પુરુષના એકવચનમાં છે (સઘળાં નામ ત્રીજા પુરુષમાં ગણાય છે). 'લખ્યું' ક્રિયાપદ ને કર્મ 'નામુ' બંને નાન્યતરજાતિના એકવચનમાં છે.

જ્યારે ક્રિયાપદમાં કર્ત્તાનો અર્થ રહેલો હોય ત્યારે તેના કર્ત્તાને

**કર્ત્તાર્થે વિભક્તિ** છે એમ કહેવાતું નથી. કહીએ તો પુનરુક્તિ દોષ થાય. ઉપલાં વાક્યોમા 'હું', 'તે', ને 'છોકરો' કર્ત્તા છે. એને વિભક્તિના પ્રત્યય લગેલા નથી. એ પહેલી વિભકિતમાં છે, એ પહેલી વિભકિત **નામાર્થે** ( નિર્દેશાર્થે) કહેવાય છે; કેમકે એ પહેલી વિભકિતથી નામના અર્થમા વધારો થતો નથી, મૂળે નામમા જે અર્થ હોય તેજ અર્થ રહે છે, શબ્દનો ઉચ્ચાર કરવાથી જે અર્થ નીકળે તેજ અર્થ રહે છે. આથી પહેલી વિભકિત **નામાર્થે** વપરાઇ છે એમ કહેવાય છે.

તેજ પ્રમાણે જયારે ક્રિયાપદમા કર્મનો અર્થ રહેલો હોય છે; ત્યારે તેના કર્મને **કર્માર્થે પહેલી વિભકિત** છે એમ કહેવાતું નથી, પણ **નામાર્થે** પહેલી વિભક્તિ છે એમ કહેવાય છે. ઉપલાં બીજી હારમાંનાં વાકયોમાં 'પાઠ', 'અક્ષર', ને 'નામુ' કર્મ **નામાર્થે** પહેલી વિભક્તિમાં છે.

**ક્રિયાપદનું રૂપ કર્ત્તાના કે કર્મના અર્થમાં વપરાયું હોય ત્યારે કર્ત્તા કે કર્મની વિભક્તિ નામાર્થે પહેલી ગણાય છે.**

**નામાર્થે કર્ત્તા કે કર્મને ઓળખવાની સહેલી રીત--**

વાક્યમાં **કર્ત્તાને વિભક્તિનો પ્રત્યય લાગેલો ન હોય** તો તે કર્ત્તાની વિભક્તિ નામાર્થે પહેલી હોય છે. જેમ, છોકરો ચોપડી વાંચે છે. આ વાક્યમાં કર્ત્તા 'છોકરો' એને વિભક્તિનો પ્રત્યય લાગેલો નથી માટે 'છોકરો' એની વિભક્તિ નામાર્થે પહેલી છે.

કર્મવાળાં વાક્યમાં **કર્ત્તાને વિભક્તિનો પ્રત્યય લાગેલો હોય, તો કર્મની** વિભક્તિ નામાર્થે પહેલી હોય છે. જેમ, છોકરે ચોપડી વાચી. આમાં કર્ત્તા 'છોકરે' એને વિભક્તિનો પ્રત્યય લાગ્યો છે માટે કર્મ 'ચોપડી' નામાર્થે પહેલી વિભક્તિમાં છે.

(૨). **સંબોધનાર્થે:**—કોઇને નામ દઇ બોલાવીને કંઇ કહેવામાં આવે છે, ત્યારે તેને સંબોધન કર્યું કહેવાય છે.

**રામલાલ,** આમ આવ, હે **ઈશ્વર,** તું અમારાં પાપ માફ કર. આમાં 'રામલાલ' અને 'ઈશ્વર' સંબોધનાર્થે વપરાએલા નામ પહેલી વિભક્તિમાં છે. આ નામો વાકયના બીજા શબ્દો જોડે કોઈ પણ જાતનો સંબંધ રાખતા નથી.

**૨. બીજી વિભક્તિ:**—આ વિભક્તિનો પ્રત્યય નથી. અર્થ ઉપરથી માત્ર સમજાય છે. આ વિભક્તિવડે **કર્મ** (ક્રિયાનું કર્મ) એટલે ક્રિયાનો કર્તા બીજી વસ્તુપર કામ કરે છે તે દેખાડાય, તથા જે સ્થળે જવું કે પહોચવું હોય તે **સ્થળ,** અને **સ્થળ તથા કાળની મર્યાદા બતાવનાર નામ** બીજી વિભક્તિમા આવે છે. મર્યાદા બતાવનાર નામ પછી 'સુધી' કે 'લગણ' શબ્દ મૂકી શકાય છે. જયાં 'સુધી' કે 'લગણ' શબ્દ લગાડી ન શકાય ત્યા નામની **પહેલી** વિભક્તિ જાણવી.

(૧). **કર્માર્થે:**—કર્મના અર્થમા—

**તે ચોપડી** વાચે છે. આ વાક્યમાં 'વાચે છે' ક્રિયાપદ છે. તેનો કર્તા 'તે' ને કર્મ 'ચોપડી' છે. 'વાંચે છે' ક્રિયાપદ કર્તાના અર્થમાં વપરાએલું છે, સબબ કર્મનો અર્થ બતાવવાને બીજી વિભક્તિ લેવી જરૂરની છે. 'ચોપડી' શબ્દનું રૂપ પહેલી ને બીજી વિભક્તિનું છે. અહીં કર્મનો અર્થ બતાવવાને બીજી વિભક્તિ લેવાય. કોઇ વખત કર્મને **'ને'** પ્રત્યય લાગે છે, તે વખતે પણ બીજી વિભક્તિ જાણવી. જેમ, છગન **ઢોરને** મારે છે, મહેતાજી **લલ્લુને** બોલાવે છે. આમાં 'ઢોરને,' 'લલ્લુને' બીજી વિભક્તિમાં છે.

તેણે **છોકરાને** બોલાવ્યો. મચ્છરે **આખલાને** હરાવ્યો. શેઠે

**ગુમાસ્તાને** વડોદરે મોકલ્યો. આ વાક્યોમા 'બોલાવ્યો,' 'હરાવ્યો,' ને 'મોકલ્યો,' ક્રિયાપદ કર્મના અર્થમાં વપરાએલા છે; એટલે કર્મની વિભક્તિ **નામાર્થે** પહેલી લેવાય. પણ વાક્યોમા કર્મને બીજી વિભક્તિનો **'ને'** પ્રત્યય લાગેલો છે, માટે 'છોકરાને,' 'આખલાને,' 'ગુમાસ્તાને'ની વિભક્તિ **કર્માર્થે બીજી** લેવી.

(૨). **સ્થળ.**—માણેકલાલ **અમદાવાદ** જવાનોછે, તે **કાશી**ગયો.

(૩). **સ્થળ ને કાળની મર્યાદા**--નદી **બે કોસ** (સુધી) વાકી છે, મગન **બે ગાઉ** (સુધી) ચાલ્યો, હંમેશાં **કલાક** (લગણ) વાંચવું.

અહીથી ગામ **ચાર ગાઉ** દૂર છે (પહેલી), દશેરાથી દિવાળીને **વીસ દિવસ** છે (પહેલી). અહી ' સુધી ' કે 'લગણ' શબ્દ લગાડી શકાતા નથી.

**૩. ત્રીજી વિભક્તિ:**—આ વિભક્તિનો પ્રત્યય **એ** છે. આ વિભક્તિના મુખ્ય અર્થ **કર્ત્તા**, કરણ (ક્રિયા કરવાનું સાધન), અને **હેતુ** (કારણ અથવા સબબ) છે.

(૧). **કર્ત્તા—ઘોડે** લાત મારી; **ભગુએ** પાઠ વાચ્યો, **છોકરે** વેલો કાપ્યો. આ વાક્યોમા મારવાની ક્રિયા કરનાર ઘોડો, વાચવાની ક્રિયા કરનાર ભગુ અને કાપવાની ક્રિયા કરનાર છોકરો છે; માટે 'ઘોડે,' 'ભગુએ', અને 'છોકરે' કર્ત્તાર્થે ત્રીજી વિભક્તિમા છે.

(૨). **કરણઃ**—સિપાઇએ વાઘને **ગોળીએ** માર્યો, ભગુએ **છરીએ** આગળી કાપી, તેણે **કલમે** અક્ષર લખ્યા. આ વાક્યોમા મારવાની ક્રિયા ગોળીએ, કાપવાની ક્રિયા છરીએ, અને લખવાની ક્રિયા કલમે થાય છે; માટે ' ગોળીએ', 'છરીએ' અને ' કલમે ' કરણાર્થે ત્રીજી વિભક્તિ કહેવાય.

(૩). **હેતુ--તાવે** માથું દૂખે છે. **પ્લેગે** ઘણાં માણસો **મરી**

ગયાં. આ વાક્યોમાં માથું દૂખવાનું કારણ તાવ, અને ઘણાં માણસ મરી જવાનું કારણ પ્લેગ છે; માટે 'તાવે', અને 'પ્લેગે', હેતુ (કારણ) અર્થે ત્રીજી વિભક્તિ કહેવાય.

**૪. ચોથી વિભક્તિ:**—આ વિભક્તિનો પ્રત્યય **ને** છે. આ વિભક્તિનો મુખ્ય અર્થ **સંપ્રદાન** છે, એટલે જેને આપવું હોય તેનું નામ ચોથી વિભક્તિમાં આવે છે.

(૧). **સંપ્રદાન:**—રાજા **બ્રાહ્મણને** દાન આપે છે, મહેતાજી **છોકરાને** વિદ્યા શિખવે છે, હું **તને** વાત કહું. આ વાક્યોમાં 'બ્રાહ્મણને', 'છોકરાને' અને 'તને' શબ્દ સંપ્રદાનાર્થે ચોથી વિભક્તિમાં છે.

(૨). **સંબંધ:**—**રાજાને** બે કુંવર છે, **પાઘડીને** કસબ છે, **લલ્લુને** પેટમાં દૂખે છે.

(૩). **કાજે, માટે, સારૂના અર્થમાં:**—હું **તેને** કાજે અમદાવાદ ગયો, તમે **બાળકને** માટે રમકડાં લો, તમે **મગનને** સારૂ પેનસિલ લો.

**૫. પાંચમી વિભક્તિ:**—આ વિભક્તિના પ્રત્યય **થી, થકી** છે. આ વિભક્તિનો મુખ્ય અર્થ **અપાદાન** એટલે જેનાથી છૂટું પડવું હોય તેનું નામ પાંચમી વિભક્તિમાં આવે છે.

(૧). **અપાદાન:**—હું **રાજકોટથી** નીકળ્યો, **માથી** દીકરી જુદી પડી, **ઝાડથી** પાંદડાં પડે છે, મગન **તાવથી** બચ્યો, આ વાક્યોમાં 'રાજકોટથી', 'માથી', 'ઝાડથી,' 'તાવથી' અપાદાનાર્થે પાંચમી વિભક્તિમાં છે.

(૨). **કરણ:**—વાઘને **ગોળીથી** માર્યો, તેણે **કલમથી** અક્ષર લખ્યા.

(૩). **હેતુ:**—**ગરમીથી** માથું દૂખે છે, **પુણ્યથી** સુખ મળે છે.

(૪). **કર્ત્તા:**—**રામથી** રાવણ મરાયો, **મગનથી** ચલાશે નહિ.

**૬. છઠ્ઠી વિભક્તિઃ**—આ વિભક્તિના પ્રત્યય **નો, ની, નું, ના, નાં*** છે. કવિતામા તણો, તણી, તણું; કેરો, કેરી, કેરૂં; વગેરે પ્રત્યયો વપરાય છે. આ વિભક્તિનો અર્થ **સંબંધ** છે, આ સંબંધ નામની સાથે બતાવે છે, ક્રિયાપદ સાથે નહિ. સંબંધ ઘણી જાતના હોય છે. જેમ, **રાજાનો** મહેલ, **રૂપાની** થાળી, **નદીનું** માછલું, **વિદ્વાનના** શબ્દો, **રાજાનાં** ઘોડાં, આમાં 'રાજાનો', 'રૂપાની', 'નદીનું', 'વિદ્વાનના', 'રાજાના', છઠ્ઠી વિભક્તિમાં છે.

**ને** પ્રત્યય **બીજી, ચોથી** અને **છઠ્ઠી સાથે ત્રીજી કે સાતમી** વિભક્તિમાં આવે છે. 'ને' પ્રત્યયવાળું નામ શુદ્ધ કર્મ તરીકે વપરાએલું હોય તો બીજી વિભક્તિ જાણવી. જેમ, મગન **ગાયને** હાંકે છે, છગન **લલ્લુને** બોલાવે છે. કોઇને કોઈ વસ્તુ આપવામાં આવતી હોય કે પહોચતી હોય, તે નામને **'ને'** પ્રત્યય લાગેલો હોય તો ચોથી વિભક્તિ જાણવી. જેમ, રાજા **બ્રાહ્મણને** દાન આપે છે, **લલ્લુને** ગમત પડી, **છગનને** તાવ આવ્યો. છઠ્ઠી વિભક્તિવાળું નામ જે નામ સાથે સંબંધ રાખતું હોય, તે નામને ત્રીજી કે સાતમી વિભક્તિનો **'એ'** પ્રત્યય લાગે છે; ત્યારે **નો** કે **નું** પ્રત્યયનો **'ને'** થઈ જાય છે. ત્યા છઠ્ઠી સાથે ત્રીજી કે સાતમી વિભક્તિ જાણવી. જેમ, છગનનો હાથ–**છગનને** હાથે વીંટી છે. (છઠ્ઠી સાથે સાતમી.) **રાજાને** નોકરે કજિયો કર્યો. (છઠ્ઠી સાથે ત્રીજી).

**૭. સાતમી વિભક્તિઃ**—આ વિભક્તિનો પ્રત્યય **માં** અને **એ** છે. **અધિકરણ** (સ્થળ) એ આ વિભક્તિનો મુખ્ય અર્થ છે. જેમ, **હોડીમાં** બેઠો, **પગમાં** કલ્લા નથી, **છાપરે** ચડયો, **નદીએ**

---

* જેની સાથે આ વિભક્તિ સંબંધ રાખે છે, તેના જાતિવચન વગેરેને અનુસરીને આ પ્રત્યય ફરે છે; માટે છઠ્ઠી વિભક્તિના પ્રત્યય ઘણા છે.

પૂર આવ્યું છે. આમાં 'હોડીમા', 'પગમાં', 'છાપરે,' 'નદીએ' એ અધિકરણાર્થે સાતમી વિભક્તિમા છે.

હું **પાંચ દિવસમાં** આવીશ, તું **સવારમાં** આવજે, મહેલ **પાંચ વર્ષે** પૂરો થશે, **બપોરે** સુવાની ટેવ છે. આમા 'દિવસમાં,' 'સવારમાં,' 'વર્ષે,' 'બપોરે' કાળ અર્થે સાતમી વિભક્તિમા છે.

**'એ'** પ્રત્યય **ત્રીજી ને સાતમી** વિભક્તિમા આવે છે. જો **'એ'** પ્રત્યયવાળું નામ **સ્થળ** કે **કાળ** બતાવે તો સાતમી વિભક્તિનું જાણવું, બીજે બધે પ્રસંગે ત્રીજી વિભક્તિનું જાણવું. જેમ, તેણે **માથે** ટોપલી ઊંચકી છે; આમા 'માથે' કરણાર્થે ત્રીજી વિભક્તિ છે. માથે=માથાવડે.

કેટલીક વખત એક નામને બે ત્રણ વિભક્તિઓ સાથે લાગે છે. જેમ, **બાગમાંથી** એ સાતમી સાથે પાચમી વિભક્તિ કહેવાય, **તેમાંનાએ** એ સાતમી ને છઠ્ઠી સાથે ત્રીજી વિભક્તિ કહેવાય, **ઘરમાંની** એ સાતમી સાથે છઠ્ઠી વિભક્તિ કહેવાય.

---

## પાઠ ૭. સર્વનામના પ્રકાર.

જે નામ એક વખત બોલવામાં કે સ્પષ્ટ રીતે સમજાવવામા આવ્યુ હોય, તેને વારંવાર વાપરવાથી બોલવામા અડચણ પડે છે, તથા કઢંગુ લાગે છે; માટે તે નામને બદલે સર્વનામ વાપરીએ છીએ. સર્વનામની છ જુદી જુદી જાતો છે.

### ૧. પુરુષવાચક સર્વમાન.

(૧). હું નિશાળે જાઉં છું, (૨). તું આવે છે? (૩) તે નહિ આવે, (૪). આપણે તો નિશાળે જવુંજ જોઇએ, (૫). આપ ક્યારે પધારશો?

પહેલા વાક્યમા 'હુ' સર્વનામ બોલનારને ઠેકાણે, બીજા વાક્યમાં

'તું' સર્વનામ જેની સાથે વાત કરે છે તેને ઠેકાણે, ત્રીજા વાકયમાં 'તે' સર્વનામ જેને વિષે વાત ચાલે છે તેને ઠેકાણે, ચોથા વાક્યમાં 'આપણે' સર્વનામ બોલનાર તથા જેની સાથે વાત કરાય છે તેને ઠેકાણે, અને પાંચમા વાક્યમા 'આપ' સર્વનામ સામા માણસને માન આપીને બોલાવતાં વપરાયું છે.

સર્વનામના **પુરુષ** ત્રણ છે. પહેલો, બીજો, ત્રીજો.

**પહેલો પુરુષ સર્વનામઃ--હું.** એ બોલનાર માણસને ઠેકાણે વપરાય છે.

**બીજો પુરુષ સર્વનામઃ—તું.** એ જેની સાથે વાત કરે છે તેને ઠેકાણે વપરાય છે.

**ત્રીજો પુરુષ સર્વનામ.—તે.** એ જેને વિષે વાત ચાલતી હોય તેને ઠેકાણે વપરાય છે.

**પહેલા બીજા પુરુષનું સર્વનામઃ—આપણે.** એ બોલનાર અને જેની સાથે વાત કરે છે તેને ઠેકાણે વપરાય છે.

**બીજા પુરુષનું માનોક્ત સર્વનામ:—આપ.** સામા માણસને માન આપ્યા સિવાય બોલાવીએ, તો ત્યાં 'તું' વપરાય; માન આપીને બોલાવીએ, તો 'તમે' વપરાય; અને વિશેષ માન આપીને બોલાવીએ, તો 'આપ' વપરાય છે.

**હું, આપણે, તું, આપ, તે, આ સર્વનામથી કયા પુરુષની વાત છે તે સમજાય છે, માટે તેને પુરુષવાચક સર્વનામ કહે છે.**

**૨. પ્રશ્નવાચક સર્વનામ.**

કોણ આવ્યું? માણસ. શું લાવ્યા? અનાજ. કયું? ઘઉં. કયાને વાગ્યું? મોતીલાલને. કોણ, શો–શી–શું, કયો–કઈ–કયું, કેવું–કેટલું–

કેવડું. આ શબ્દો પ્રશ્ન પૂછવામાં વપરાય છે, માટે તેને **પ્રશ્નવાચક** સર્વનામ કહે છે.

**પ્રશ્ન પૂછવામાં વપરાતાં સર્વનામોને પ્રશ્નવાચક સર્વનામ કહે છે.** ઉદાહરણ–કોણ, શો–શી–શું, કયો–કઈ–કયું, કેવું–કેટલું–કેવડું.

**૩. સ્વવાચક સર્વનામ.**

(૧). હું પોતે આવીશ, (૨). તમે પોતે આવજો, (૩). તે પોતે જશે; (૪). લલ્લુ પોતે આવશે. પહેલા, બીજા, ત્રીજા વાક્યમા 'પોતે' શબ્દ સર્વનામ સાથે, અને ચોથા વાક્યમા નામ સાથે આવેલો છે. એવાં વાક્યોમાં નક્કીપણાનો અર્થ આવે છે કે ભાર દઇને કહેવામા આવે છે. 'પોતે' એકલું પણ વપરાય છે. જેમ, પોતે જશે. એમાં 'પોતે' ત્રીજા પુરુષમા છે.

**'પોતે' શબ્દ પુરુષવાચક સર્વનામ અથવા નામની સાથે પોતાપણાનો અર્થ સામેલ કરવાને વપરાય છે, માટે તેને સ્વવાચક સર્વનામ કહે છે. સ્વ એટલે પોતાની જાત.**

**ટીપ**:—કોઇવાર 'પોતે' ને બદલે **પંડે**, **જાતે**, **હાથે**, **મેળે**, **આપ**, **આપોઆપ**, ખુદ આ શબ્દો વપરાય છે, તેને સ્વવાચક સર્વનામમાં ગણવા. આ વાત તમને **ખુદને** કહું છું, પ્રભુ **આપોઆપ** પધાર્યા, આપણે **પંડે** કંઇક કરવું જોઇએ. કવિતામા 'પોતે' ના અર્થમા **નિજ** પણ વપરાય છે. જેમ "નિજનો ખુની જનો ગણી લહે" (જૂની સાતમી ચોપડી).

**૪. દર્શક સર્વનામ.**

૧. પાંજરામા આ શું છે?

૨. તમે તો આ સારૂં ને પેલું નઠારૂં એમ જ કર્યા કરો છો.

૩. જૂઠું બોલવું એ મહા પાપ છે.

પહેલા વાકયમાં 'આ' શબ્દ પાંજરામાની વસ્તુ બતાવીને તેને માટે વાપર્યો છે.

બીજા વાકયમાં 'આ' અને 'પેલુ" શબ્દ કોઇ વસ્તુ અથવા એવું કશું બતાવીને વાપર્યો છે.

ત્રીજા વાકયમાં 'એ' શબ્દ જૂઠું બોલવાને માટે વાપર્યો છે.

બહુ નજીકના પ્રાણી પદાર્થને માટે 'આ', તેનાથી જરા દૂરના પ્રાણીપદાર્થને વાસ્તે 'એ', અને ઘણા આઘેના પ્રાણી પદાર્થને વાસ્તે 'તે', 'પેલો', 'ઓલ્યો,' શબ્દ વપરાય છે.

**આ, એ, તે, પેલો, ઓલ્યો, શબ્દ કોઇ પ્રાણી પદાર્થને નજરે બતાવવાની પેઠે ભાસ કરે છે; માટે તેને દર્શક (બતાવનારાં) સર્વનામ કહે છે.**

**૫. અનિશ્ચિત સર્વનામ.**

૧. કોઇ મારી મશ્કરી કરે છે.

૨. તને કાંઇ થયું છે.

૩. અહી કંઈ પડેલું છે.

૪. અમુકને ગોળ અને અમુકને ખોળ; એમ કેમ?

૫. કશાથી મારૂં માથું કૂટયું.

૬. પોપટ બીજું કશું ખાય ખરો?

૭. હવે ફલાણાને બોલાવીશ.

૮. કેટલાક તો ગેડીદડે રમે છે.

ઉપલા વાકયોમાં 'કોઇ', 'કાંઈ', 'કંઇ', 'અમુકને', 'કશાથી', 'બીજું', 'કશું', 'ફલાણાને', 'કેટલાક', આ શબ્દો કયા પ્રાણી પદાર્થને વાસ્તે વપરાએલા છે તે નિશ્ચિત–નક્કી થઇ શકતું નથી, માટે તે **અનિશ્ચિત સર્વનામ** કહેવાય.

કોઇ–કોઇક–હરકોઇ, કાંઇ–કાંઇક–હરકાંઇ, કંઈ–કંઈક–હરકંઇ, જેકોઈ, અમુક, **બીજું**, કશું, ફલાણો, કેટલાંક, વગેરે. **આ સર્વનામ નિશ્ચિત પ્રાણી કે પદાર્થને બતાવતાં નથી, માટે તેને અનિશ્ચિત સર્વનામ કહે છે.**

**૬. સંબંધી સર્વનામ.**

૧. જે જશે તે પસ્તાશે.
૨. જેવું વાવશો તેવું લણશો.
૩. જેટલું કરો તેટલું વિચારીને કરો.
૪. જેવડું જોઇએ તેવડું લો.

ઉપલા વાક્યોમા પ્રથમનો અર્ધ ભાગ–'જે જશે,' 'જેવું વાવશો,' 'જેટલું કરો', 'જેવડું જોઇએ'–બોલીશું, તો ત્યા બીજું બોલવું બાકી છે એમ સમજાશે. આમાં 'જે' નું સંબંધી 'તે' અને 'તે' નું સંબંધી 'જે' છે. એ બે સર્વનામ એક બીજાના સંબંધી છે. જેવું–તેવું, જેટલું–તેટલુ, જેવડું–તેવડું. આ સર્વનામો અરસપરસ સબંધી છે.

**જે અને જે પરથી થએલાં જેવું, જેટલું, જેવડું સંબંધી સર્વનામ છે, એ શબ્દ જ્યાં વપરાય, ત્યાં તેમના સંબંધમાં હંમેશાં તે, તેવું. તેટલું, તેવડું, સર્વનામો અનુક્રમે આવે છે જ. આ બધાં સંબંધી સર્વનામ કહેવાય છે.**

**મનોયત્ન ૨.**

નીચેનાં વાક્યોમાં **સર્વનામ** ક્યાં છે? કઈ **જાતનાં** છે ? ને **તે** કયા નામને **બદલે** વપરાયાં છે ?

૧. ઇગન રતનને કહે છે–હું બરફી વેચતો નથી, ને તે તું કેમ માગે છે ?
૨ બિલાડી–મારા વહાલા ઉંદર ભાઇ, હું તમને મળવા આવી છું.
૩. તમે જરા દરમાંથી બહાર આવો.
૪. આપણે સારી સારી વાતો કરીએ.

૫. નારે બેન, તમે તમારે ઘેર જાઓ.
૬. ચાલો પહેલો કોણ આવે છે ?
૭. તમે શું ખાધું ?
૮. તમને પોતાને રંગનું ગીત આવડે છે ?
૯. એ બધું શું હશે ?
૧૦. આ તો તળાવના પાણીમાં હોડીઓ તરાવે છે.
૧૧. બીજા કશાના તાર થાય ખરા ?
૧૨. એ કંઇક મારા જેવું બોલે છે.
૧૩. કોઇએ મારી સ્લેટ સંતાડી.
૧૪. મામા જે આપે તે લે.

**ટીપ**—વાક્યમાં વપરાએલાં સર્વનામને ઠેકાણે નામ મૂકતાં તેને જે વિભક્તિ લાગે તે સર્વનામની વિભક્તિ કહેવાય. જેમ, બીજા વાક્યમાં 'મારા' એટલે કોના વહાલા ઉંદર ખાઇ ? બિલાડીના. માટે 'મારા'ની વિભક્તિ છઠ્ઠી, 'હું' એટલે કોણ મળવા આવી છે ? બિલાડી. માટે 'હું' ની વિભક્તિ પહેલી, તમને એટલે કોને મળવા આવી છે ? ઉંદરને. માટે 'તમને' ની વિભક્તિ ચોથી કહેવાય.

---

## પાઠ ૮. સર્વનામનાં રૂપાખ્યાન.

### પહેલો પુરુષ (હું).

| એકવચન. | બહુવચન. |
|---|---|
| ૧. હું. | અમે, અમો. |
| ૨. *મને. | અમને, અમોને. |
| ૩. મેં, મારે. | અમે, અમોએ, અમારે. |

---

* હુંને-મજને-મુજને; હુંથી-મજથી-મુજથી; હુંમાં-મજમાં-મુજમાં આ રૂપો કવિતામાં અને કેટલેક ઠેકાણે વપરાય છે.

૪. *મને, મારે. અમને, અમોને, અમારે.
૫. *મારાથી—થકી. અમારાથી—થકી, અમથી—થકી.
૬. મારો—રી—રૂં—રા—રાં. અમારો—રી—રૂં—રા—રાં.
૭. *મારામાં. અમારામાં, અમમાં.

**સૂચના:**—જે રૂપ એક કરતાં વધારે વિભક્તિમાં આવે છે, તે ઠેકાણે તેની વિભક્તિ નક્કી કરવા માટે ત્યાં નામ મૂકાવવું. એ નામને જે વિભક્તિ લગાડવી પડે તે વિભક્તિ સર્વનામની જાણવી. આ ટીકા સઘળાં સર્વનામ માટે સમજવી.

**અમે** (છગન તથા લલ્લુ) ગયા—પહેલી વિભક્તિ.
**અમે** (છગન તથા લલ્લુએ) પાઠ વાંચ્યો—ત્રીજી વિભક્તિ.
**મારે** (લલ્લુએ) કામ કરવું—ત્રીજી વિભક્તિ.
**મારે** (લલ્લુને) બે હાથ છે—ચોથી વિભક્તિ.
**મારે** (લલ્લુને) વાસ્તે કલમ ઘડ—ચોથી વિભક્તિ.
**મારે** (લલ્લુને) હાથે વીંટી છે—છઠ્ઠી સાથે સાતમી.
**મારે** (લલ્લુને) નોકરે કામ બગાડ્યું—છઠ્ઠી સાથે ત્રીજી.

## પહેલો બીજો પુરુષ (આપણે).

| વિભક્તિ. | બહુવચન. |
|---|---|
| ૧ | આપણ, આપણે. |
| ૨. | આપણને. |
| ૩. | આપણે. |
| ૪. | આપણને, આપણે. |
| ૫. | આપણાથી—થકી. |
| ૬. | આપણો—ણી—ણું—ણા—ણાં. |
| ૭. | આપણામાં. |

**આપણે** (છગન) લાડુ જમ્યા–પહેલી વિભક્તિ.
**આપણે** (છગને) કામ કર્યું–ત્રીજી વિભક્તિ.
**આપણે** (છગનને) બે ભાઈ છે–ચોથી વિભક્તિ.
**આપણે** (છગનને) માટે પેન લો–ચોથી વિભક્તિ.

## બીજો પુરુષ (તું).

| **એકવચન.** | **બહુવચન.** |
|---|---|
| ૧. તું. | તમે, તમો. |
| ૨. *તને. | તમને, તમોને. |
| ૩. તેં, તારે. | તમે, તમોએ, તમારે. |
| ૪. *તને, તારે. | તમને, તમોને, તમારે. |
| ૫. *તારાથી–થકી. | તમારાથી–થકી, તમથી–થકી. |
| ૬. તારો–રી–રૂં–રા–રાં. | તમારો–રી–રૂં–રા–રાં. |
| ૭. *તારામાં. | તમારામા, તમમાં. |

**સૂચના:**—'**તમે**' અને '**તારે**' **ની** વિભક્તિ '**અમે**' અને '**મારે**' ની માફક નક્કી થઈ શકે.

## માનાર્થે બીજો પુરુષ (આપ).

| **બહુવચન.** | |
|---|---|
| ૧. | આપ. |
| ૨. | આપને. |
| ૩. | આપે. |
| ૪. | આપને. |
| ૫. | આપથી–થકી. |

---

*** તુંને–તજને–તુજને; તુંથી–તજથી–તુજથી, તુંમાં–તજમાં–તુજમાં આ રૂપો કવિતામાં અને કેટલેક ઠેકાણે વપરાય છે.**

| | |
|---|---|
| ૬. | આપનો-ની-નું-ના-નાં. |
| ૭. | આપમાં. |

## ત્રીજો પુરુષ (તે).

| **એકવચન.** | **બહુવચન.** |
|---|---|
| ૧. તે. | તે, તેઓ. |
| ૨. તેને. | તેમને, તેઓને. |
| ૩. તેણે. | તેમણે, તેઓએ. |
| ૪. તેને. | તેમને, તેઓને. |
| ૫. તેથી-થકી, તેનાથી-થકી. | તેમનાથી-થકી, તેઓથી-થકી; તેઓનાથી-થકી. |
| ૬. તેનો-ની-નું-ના-નાં. | તેમનો-ની-નું-ના-ના; તેઓનો-ની-નું-ના-ના. |
| ૭. તેમા, તેનામા. | તેમનામા, તેઓમા, તેઓનામાં. |

## પ્રશ્નવાચક સર્વનામ (કોણ).

| **વિભક્તિ.** | **બંને વચનમાં.** |
|---|---|
| ૧. | કોણ. |
| ૨. | *કોને. |
| ૩. | કોણે. |
| ૪. | *કોને. |
| ૫. | *કોનાથી-થકી. |
| ૬. | કોનો-ની-નું-ના-નાં. |
| ૭. | *કોનામાં. |

---

* કોણને, કોણથી-થકી, કોણમાં; તેમજ 'કે' પ્રકૃતિને પ્રત્યય લગાડીને કને, કેણે, કેનાથી, કેનો, કેનામાં રૂપો ક્વચિત્ વપરાય છે.

## શો.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | શો. | શા. |
| ૨. | શો, શાને, શેને. | શા, શાને, શેને. |
| ૩. | શાણે, શેણે. | શાણે, શેણે. |
| ૪. | શાને, શેને. | શાને, શેને. |
| ૫. | શાથી, શેથી. | શાથી, શેથી. |
| ૬. | શાનો–ની–નું–ના–નાં; શેનો–ની–નું–ના–નાં. | શાનો–ની–નું–ના–નાં; શેનો–ની–નું–ના–નાં. |
| ૭. | શામાં, શેમાં. | શામાં, શેમાં. |

'**શી**' નું બહુવચન '**શી**'જ થાય છે, તેને વિભક્તિના પ્રત્યય લાગતા નથી.

'**શું**' નું બહુવચન '**શાં**' થાય છે. બીજી વિભક્તિથી બંને વચનમાં તેનાં રૂપ '**શો**' નાં રૂપ પ્રમાણેજ થાય છે.

**કયો–કઈ–કયું** એનાં રૂપ છોકરો–છોકરી–છોકરૂં એ નમા પ્રમાણે થાય છે.

## સ્વવાચક સર્વનામ ( પોતે ).

| વિભક્તિ. | બંને વચનમાં. |
|---|---|
| ૧. | પોતે. |
| ૨. | પોતાને. |
| ૩. | પોતે. |
| ૪. | પોતાને. |
| ૫. | પોતાથી–થકી, પોતાનાથી–થકી. |
| ૬. | પોતાનો–ની–નું–ના–નાં. |
| ૭. | પોતામાં, પોતાનામાં. |

## દર્શક સર્વનામ ( આ ).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | આ. | આ. |

| | | |
|---|---|---|
| ૨. | આ, આને | આ, આમને. |
| ૩. | આણે. | આમણે. |
| ૪. | આને. | આમને. |
| ૫. | આથી-થકી, આનાથી-થકી. | આમનાથી-થકી. |
| ૬. | આનો-ની-નું-ના-નાં. | આમનો-ની-નું-ના-નાં. |
| ૭. | આમા, આનામાં. | આમનામા. |

'એ' નાં રૂપ 'તે' ના જેવાંજ થાય છે. **પેલો-પેલી-પેલું, ઓલ્યો-ઓલી-ઓલ્યું**નાં રૂપ છોકરો-છોકરી-છોકરૂં એ નામ પ્રમાણે થાય છે.

## અનિશ્ચિત સર્વનામ ( કોઇ ).

| વિભક્તિ. | બંને વચનમાં. |
|---|---|
| ૧. | કોઇ. |
| ૨. | કોઇ, કોઇને. |
| ૩. | કોઇએ. |
| ૪, | કોઇને. |
| ૫. | કોઇથી-થકી, કોઇનાથી-થકી. |
| ૬. | કોઇનો-ની-નું-ના-નાં. |
| ૭. | કોઇમા, કોઇનામાં. |

કોઇ, કાંઇ, કંઇ, કોઇક, કાઇક, કંઇક, અમુક એમનાં રૂપ **બંને વચનમાં એકજ** રહે છે, ને હરકોઇ, હરકાંઇ, હરકંઇ, જેકોઇ, એ **એકવચનમાં** જ વપરાય છે.

બીજું, કશું, ફલાણું, કેટલુંક એ ત્રણ જાતિમાં ફરે એવાં છે.

અનિશ્ચિત સર્વનામનાં રૂપ નામ પ્રમાણે થાય છે.

**સંબંધી સર્વનામ—'જે'** નાં રૂપ 'તે' પ્રમાણે થાય છે.

# પાઠ ૯. વિશેષણના પ્રકાર.

**સંખ્યાવાચક.**

પંદર તિથિ, ત્રણ કેરી, અર્ધો રૂપિયો, ઘણી મહોરો, સઘળા પુરુષો, બધી વાતો; પાચમો છોકરો, બીજી ચોપડી; બેવડી લીટી, ત્રમણો ભાર, સાતગણું પાણી; થોડું ઘી, ઝાઝું તેલ, સઘળી દવા, આમા 'પંદર,' 'ત્રણ,' 'અર્ધો,' 'ઘણી,' 'સઘળા,' 'બધી,' 'પાચમો,' 'બીજી,' 'બેવડી,' 'ત્રમણો,' 'સાતગણું,' 'થોડું,' 'ઝાઝું,' અને 'સઘળી'. શબ્દો અનુક્રમે 'તિથિ,' 'કેરી,' 'રૂપિયો,' 'મહોરો,' 'પુરૂષો,' 'વાતો,' 'છોકરો,' 'ચોપડી,' 'લીટી,' 'ભાર,' 'પાણી,' 'ઘી,' 'તેલ' અને 'દવાની' સંખ્યા બતાવે છે: માટે **સંખ્યાવાચક** વિશેષણ કહેવાય છે.

જે શબ્દો **વસ્તુ કેટલી છે? કેટલામી છે? કેટલી વખત છે? જથામાં કેટલી છે?** એ બતાવે તે **સંખ્યાવાચક વિશેષણ.**

એક, બે, ત્રણ, ચાર, પાચ, છ, સાત, આઠ, નવ, દસ, અગ્યાર, બાર, તેર, ચઉદ, પંદર, સોળ, સત્તર, અઢાર, ઓગણીસ, વીસ, વગેરે વસ્તુઓ **કેટલી** છે તે બતાવે છે.

પહેલું, બીજું, ત્રીજું, ચોથું, પાચમુ, છઠ્ઠું, સાતમુ, આઠમુ, નવમુ, દસમુ, અગ્યારમુ, બારમુ, તેરમુ, ચઉદમુ, પંદરમું, સોળમુ, સત્તરમુ, અઢારમુ, ઓગણીસમુ, વીસમું, વગેરે શબ્દો વસ્તુઓ **કેટલામી**–કયા અનુક્રમમાં–છે તે બતાવે છે. આ શબ્દો એકવચનમાં રહે છે. વર્ગમાથી પાચમો નંબર ઉભો થાય કહીશું તો પાંચમે નંબરે જે છોકરો હશે, તે એકલો ઉભો થશે.

બેવડું, ત્રેવડું, ચોવડું, પાંચગણું, છગણું, વગેરે શબ્દો પદાર્થ **કેટલી વખત છે** તે બતાવે છે.

બધા, કોઇકોઇ, ઘણા, થોડાં, વધારે, ઘણાખરા, કેટલાક, કેટલાએક, કોઇએક; વગેરે શબ્દો વસ્તુઓ **જથામાં કેટલી** છે તેની સંખ્યા તો બતાવે છે પણ ચોક્કસ સંખ્યા બતાવતાં નથી. આ ઉદાહરણો અનિશ્ચિત સર્વનામમાં આવેલાં છે. આ શબ્દો એકલા આવે ત્યાં અનિશ્ચિત સર્વનામ, ને નામ સાથે આવે તો અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ ગણાય.

**વસ્તુની સંખ્યા બતાવનારાં વિશેષણો સંખ્યાવાચક વિશેષણ કહેવાય છે.**

**ગુણવાચક.**

ટાઢો ભાત, ગરમ પાણી, ગંદા લૂગડાં, સારો છોકરો, ઉંચ પુરુષ, લાલ પાઘડી, મોટી સ્લેટ, નાની કલમ, આમાં 'ટાઢો,' 'ગરમ,' 'ગંદાં,' 'સારો,' 'ઉંચ,' 'લાલ,' 'મોટી' અને 'નાની' શબ્દ અનુક્રમે 'ભાત,' 'પાણી,' 'લૂગડાં,' 'છોકરો,' 'પુરુષ,' 'પાઘડી,' 'સ્લેટ' અને 'કલમ'નો ગુણ બતાવે છે, માટે તે **ગુણવાચક** વિશેષણ કહેવાય છે.

જે શબ્દો વસ્તુ **કેવી** છે? **કેવડી** છે? એ બતાવે તે **ગુણવાચક** વિશેષણ.

**વસ્તુનો ગુણ બતાવનારાં વિશેષણો ગુણવાચક વિશેષણ કહેવાય છે.**

**વિશેષણ તરીકે વપરાતાં સર્વનામ.**

જે સર્વનામ વિશેષણ તરીકે વપરાય, તે જે જાતનું સર્વનામ, તે જાતનું વિશેષણ કહેવાય છે; પણ અનિશ્ચિત સર્વનામ, સંખ્યા બતાવનાર હોઇ તેનું પદચ્છેદ અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ કરાવવું. જેમ, આ ગાય આવી ( **દર્શક વિશેષણ** ), **શી** વલે થાત? ( **પ્રશ્નાર્થક વિશેષણ** ), હરકોઈ માણસ આવે ( **અનિ-**

**શ્રિત સંખ્યાવાચક વિશેષણ**), જેવું કાર્ય તેવું ફળ (**સંબંધી વિશેષણ**).

**વિકારી વિશેષણ.**

રાતો ઘોડો, રાતી ઘોડી, રાતું ઘોડું, રાતાં ઘોડાં; ધોળો બગલો, ધોળા બગલા, ધોળી બગલી, ધોળું બગલું; મોટો છોકરો, મોટી છોકરી, મોટું છોકરૂં; ગંદો કૂતરો, ગંદી કૂતરી, ગંદું કૂતરૂં. આમાં વિશેષ્યના જાતિવચન પ્રમાણે વિશેષણોમા વિકાર-ફેરફાર થાય છે, માટે તે **વિકારી વિશેષણ** કહેવાય છે.

**જે વિશેષણોમાં તેના વિશેષ્યનાં જાતિવચન પ્રમાણે વિકાર થાય છે, એટલે જેને છેડે નરજાતિ એકવચનમાં ઓ, નારીજાતિમાં ઈ, અને નાન્યતરજાતિ એકવચનમાં ઉં પ્રત્યય લાગે છે, તેને વિકારી વિશેષણ કહે છે.**

**અવિકારી વિશેષણ.**

લાલ ઘોડો, લાલ ઘોડી, લાલ ઘોડું, લાલ ઘોડાં; લોભી છોકરો, લોભી છોકરા, લોભી છોકરી, લોભી છોકરૂં; આળસુ છોકરો, આળસુ છોકરી, આળસુ છોકરૂં; ધનવાન રાજા, ધનવાન સ્ત્રી, ધનવાન છોકરૂં. આમાં વિશેષ્યનાં જાતિવચન પ્રમાણે વિશેષણોનો વિકાર થતો નથી માટે તે **અવિકારી વિશેષણ** કહેવાય છે.

**જે વિશેષણોમાં તેના વિશેષ્યનાં જાતિવચન પ્રમાણે વિકાર થતો નથી, એટલે ત્રણે જાતિ બંને વચનમાં એક જ રૂપે રહે છે; તેને અવિકારી વિશેષણ કહે છે.**

**અકારાંતઃ**—લાલ, સફેદ, કઠણ, બરડ, અભણ, અડીએલ, ઉંચ, નીચ, વગેરે.

**ઈકારાંતઃ**—લોભી, પાપી, ઉદ્યોગી, ઢોંગી, સ્વાર્થી, ન્યાયી, અપરાધી, વગેરે.

**ઉકારાંતઃ**—મહેનતુ, આળસુ, કૃપાળુ, દયાળુ, વિશ્વાસુ, વગેરે.

**વાન કે માન પ્રત્યયવાળાંઃ**—ધનવાન, બળવાન; બુદ્ધિમાન, મૂર્તિમાન, વગેરે.

## પાઠ ૧૦. વિધિપૂરક વિશેષણ.

કેટલાક અકર્મક ક્રિયાપદની સાથે ક્રિયા પૂરી કરવાને કેટલાક વિશેષણો આવે છે, જેમ, સાપ **ઝેરી** છે, મગન **મહેનતુ** હતો, છગન **ધનવાન** થયો, તે **ભિખારી** રહ્યા, છોકરો **બહાદુર** બન્યો, વર્ષ **સારૂં** નીવડયું, અહીં વિશેષણો વિધેયના ભાગ છે, વિધિ એટલે ક્રિયાનો અર્થ પૂરો કરનારા છે; માટે એ **વિધિપૂરક વિશેષણ** કહેવાય છે.

## પાઠ ૧૧. વિશેષણનો ઉપયોગ.

૧. **દયાળુ** મહારાજા પધાર્યા.
૨. ભગુએ **નાના** છોકરાને રમાડયો.
૩. તેણે **જાડી** કલમે અક્ષર લખ્યા.
૪. રાજાએ **પાંચ** બ્રાહ્મણોને દક્ષિણા આપી.
૫. મગન **ભયંકર** તાવથી બચ્યો.
૬. **મોટા** પંડિતોના વચનો છે.
૭. હું **નાની** હોડીમા બેઠો.

ઉપલા વાક્યમા'દયાળુ,''નાના,''જાડી,''પાચ,''ભયંકર,''મોટા,' અને 'નાની' વિશેષણો 'મહારાજા,' 'છોકરાને,' 'કલમે,' 'બ્રાહ્મણોને,' 'તાવથી,' 'પંડિતોના,' અને 'હોડીમા' એ નામના અર્થમા વધારો કરે છે.

**૧. વિશેષણ, નામના અર્થમાં વધારો કરે છે.**

૧. મેં **ગરમ** દૂધ પીધુ––
મેં ઘણું ગરમ દૂધ પીધું.

૨. રામલાલ **હોશિયાર** છે--

રામલાલ ઘણો હોશિયાર છે.

પહેલા વાક્યમાં 'ગરમ' એ દૂધનું વિશેષણ છે. તેની પહેલાં 'ઘણું' વિશેષણ આવવાથી ગરમના અર્થમાં વધારો કરે છે, માટે 'ઘણું' એ **વિશેષણનું વિશેષણ** કહેવાય; બીજા વાક્યમાં **'હોશિયાર'** વિધિપૂરક વિશેષણ છે, તેની પહેલાં 'ઘણો' શબ્દ આવવાથી 'હોશિયાર' ના અર્થમા વધારો થાય છે, માટે 'ઘણો' એ **વિધિપૂરક વિશેષણનું વિશેષણ** કહેવાય.

**૨. વિશેષણ, વિશેષણના અર્થમાં વધારો કરે છે.**

લલ્લુ **મોડો** આવ્યો.

લલ્લુ **ઘણો** મોડો આવ્યો.

'મોડો' ક્રિયાવિશેષણ છે. તેની પહેલાં 'ઘણો' શબ્દ આવવાથી તેના અર્થમાં વધારો થાય છે, માટે 'ઘણો' એ **ક્રિયાવિશેષણનું વિશેષણ** કહેવાય.

**૩. વિશેષણ, ક્રિયાવિશેષણના અર્થમાં વધારો કરે છે.**

**સૂચના**:--વિશેષણ અને ક્રિયાવિશેષણના વિશેષણનું પદચ્છેદ **ક્રિયાવિશેષણ** કરવું. ઘણું ગરમ, ઘણો હોશિયાર, ઘણો મોડો, એમાં 'ઘણું,' 'ઘણો', ઘણો ક્રિયાવિશેષણ છે.

૪. એકજ વિશેષણ નામનો ગુણ બતાવે, ત્યા તેનું પદચ્છેદ **વિશેષણ**, અને ક્રિયાપદનો ગુણ બતાવે ત્યાં **ક્રિયાવિશેષણ** થાય.

| **વિશેષણ.** | **ક્રિયાવિશેષણ.** |
|---|---|
| **ખરાબ** પાણી ન પીઓ. | તેણે મને **ખરાબ** કર્યો. |
| **ખાટું** દહીં છે. | મનને **ખાટું** ન કરો. |
| **ગરમ** ચાહ છે. | દૂધ **ગરમ** કર્યું. |

| | |
|---|---|
| તમે **ઘણું** શાક સમાર્યું. | ઘોડો **ઘણું** દોડયો. |
| તેનો **છેલ્લો** નંબર છે. | તે **છેલ્લો** આવ્યો. |
| સ્ત્રીઓ માટે **જુદા** ઓરડા છે. | લડતા **જુદા** પાડયા. |
| તું **થોડું** દૂધ લેજે. | છોકરા **થોડું** દોડયા. |
| **પહેલો** નંબર આવે. | તે **પહેલો** આવ્યો. |
| **પાતળું** મધ છે. | મધને તડકે **પાતળું** કરો. |
| **પૂરતો** ખોરાક છે. | તેણે આરામ **પૂરતો** લીધો. |
| **માંદો** માણસ છે. | તે **માંદો** પડયો. |
| **લંગડું** કૂતરૂં છે. | તેણે તેને **લંગડું** કર્યું. |
| **શાન્ત** છોકરાં છે. | મનને **શાન્ત** કર્યું. |
| તેણે **સખ્ત** મહેનત લીધી છે. | કાયદો **સખ્ત** કર્યો. |
| **સામે** પૂરે ન જવું. | તે **સામે** ઉભો છે. |
| **સીધા** માણસની બલિહારી. | તાર **સીધા** કર્યા. |

૫. વિશેષણનું ક્રિયાપદ તરીકે વપરાવું—

| **વિશેષણ.** | **ક્રિયાપદ.** |
|---|---|
| ઉઘાડું પાણી પીવું નહિ. | હું આ ઘર **ઉઘાડું**. |
| આ **થાકેલો** ઘોડો છે. | તું તેનાથી **થાકેલો**. |
| એ **ઉતારનું** નામ જવા દે. | તું આ લેખ **ઉતાર**. |
| **ઉચક** રકમ ઠરાવી છે. | તુ આ ભાર **ઉચક**. |

---

## પાઠ ૧૨. વિશેષણનાં રૂપાખ્યાન.

વિશેષણ, વિશેષ્યની સાથે આવે છે, ત્યારે તેને વિભક્તિના છૂટા **પ્રત્યય** લાગતા નથી; પરંતુ એકલા આવે છે, ત્યારે નામ પ્રમાણે સર્વ વિભક્તિ લાગે છે. જેમ, **ભલા** છોકરાને બોલાવ્યો, **આંધળાથી** થશે નહિ, **વહાલામાં** વિરોધ કરાવ્યો, વગેરે.

**વિશેષ્યની જાતિ, વચન, ને વિભક્તિ; તેજ વિશેષણની જાતિ, વચન, ને વિભક્તિ ગણાય છે.**

**'ભલો છોકરો' નાં રૂપાખ્યાન.**

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| ૧. | ભલો છોકરો. | ભલા છોકરા, ભલા છોકરાઓ. |
| ૨. | ભલો છોકરો, ભલા છોકરાને. | ભલા છોકરા, ભલા છોકરાઓ; ભલા છોકરાને, ભલા છોકરાઓને. |
| ૩. | ભલા છોકરાએ, ભલે છોકરે. | ભલા છોકરાએ, ભલા છોકરાઓએ; ભલે છોકરે. |
| ૪. | ભલા છોકરાને. | ભલા છોકરાને, ભલા છોકરાઓને. |
| ૫. | ભલા છોકરાથી-થકી. | ભલા છોકરાથી-થકી, ભલા છોકરાઓથી-થકી. |
| ૬. | ભલા છોકરાનો-ની-નું-ના-નાં. | ભલા છોકરાનો-ની-નું-ના-નાં; ભલાછોકરાઓનો-ની-નું-ના-નાં. |
| ૭. | ભલા છોકરામાં. | ભલા છોકરામાં, ભલા છોકરાઓમાં. |

**'ભલી છોકરી' નું રૂપાખ્યાન.**

| | | |
|---|---|---|
| ૧. | ભલી છોકરી. | ભલી છોકરી, ભલી છોકરીઓ. |
| ૨. | ભલી છોકરી, ભલી છોકરીને. | ભલી છોકરી, ભલી છોકરીઓ; ભલી છોકરીને, ભલી છોકરીઓને. |
| ૩. | ભલી છોકરીએ. | ભલી છોકરીએ, ભલી છોકરીઓએ. |
| ૪. | ભલી છોકરીને. | ભલી છોકરીને, ભલી છોકરીઓને. |
| ૫. | ભલી છોકરીથી-થકી. | ભલી છોકરીથી-થકી; ભલી છોકરીઓથી-થકી. |
| ૬. | ભલી છોકરીનો-ની-નું-ના-નાં. | ભલી છોકરીનો-ની-નું-ના-નાં; ભલી છોકરીઓનો-ની-નું-ના-નાં. |
| ૭. | ભલી છોકરીમાં. | ભલી છોકરીમાં, ભલી છોકરીઓમાં. |

## ‘ભલું છોકરૂં’ નાં રૂપાખ્યાન.

| | | |
|---|---|---|
| ૧. | ભલું છોકરૂં. | ભલાં છોકરા, ભલા છોકરાઓ. |
| ૨. | ભલું છોકરૂં, ભલા છોકરાને. | ભલા છોકરાં, ભલા છોકરાઓ; ભલા છોકરાને, ભલા છોકરાઓને. |
| ૩. | ભલા છોકરાએ, ભલે છોકરે. | ભલાં છોકરાએ, ભલા છોકરાઓએ; ભલે છોકરે. |
| ૪. | ભલા છોકરાને. | ભલાં છોકરાને, ભલા છોકરાઓને. |
| ૫. | ભલા છોકરાથી—થકી. | ભલા છોકરાથી—થકી, ભલા છોક-રાઓથી—થકી. |
| ૬. | ભલા છોકરાનો—ની—નું—ના—નાં. | ભલાં છોકરાનો—ની—નું—ના—નાં; ભલાં છોકરાંઓનો—ની—નુ—ના—ના. |
| ૭. | ભલા છોકરામા. | ભલા છોકરામા, ભલાં છોકરાઓમા. |

## ‘સફેદ લૂગડું’ નાં રૂપાખ્યાન.

| | | |
|---|---|---|
| ૧. | સફેદ લૂગડું. | સફેદ લૂગડાં, સફેદ લૂગડાઓ. |
| ૨. | સફેદ લૂગડું, સફેદ લૂગડાને. | સફેદ લૂગડાં, સફેદ લૂગડાઓ; સફેદ લૂગડાને, સફેદ લૂગડાઓને. |
| ૩. | સફેદ લૂગડાએ, સફેદ લૂગડે. | સફેદ લૂગડાંએ, સફેદ લૂગડાંઓએ, સફેદ લૂગડે. |
| ૪. | સફેદ લૂગડાને. | સફેદ લૂગડાને, સફેદ લૂગડાઓને. |
| ૫. | સફેદ લૂગડાથી—થકી. | સફેદ લૂગડાથી—થકી, સફેદ લગડા-ઓથી-થકી. |
| ૬. | સફેદ લૂગડાનો—ની—નુ—ના—નાં. | સફેદ લૂગડાનો—ની—નું—ના—નાં; સફેદ લૂગડાંનો—ની—નું—ના—નાં. |
| ૭. | સફેદ લૂગડામા, સફેદ લૂગડે. | સફેદ લૂગડાંમાં, લૂગડાઓમા; સફેદ લૂગડે. |

### 'નાનો' નાં રૂપાખ્યાન.

૧. નાનો. ૨. નાનો, નાનાને. ૩. નાનાએ, નાને. ૪. નાનાને.
૫. નાનાથી–થકી. ૬. નાનાનો–ની–નું–ના–ના. ૭. નાનામા–નાને

**મનોયત્ન ૩.**

નીચેનાં વાક્યોમાં વિશેષણ ક્યાં છે ને કઇ જાતનાં છે.

૧ મેં પાંચ નારંગી ને ત્રણ દાડમ ખરીદ્યાં.
૨. લલ્લુએ આજે વર્ગમાં બીજો નંબર લીધો.
૩. વર્ગમાં કાલે બે વિદ્યાર્થી ગેરહાજર હતા.
૪. ઘણાખરા માણસોને પોતાના રોટલા માટે ઘણી સખ્ત મહેનત કરવી પડે છે.
૫. નાની આગ ઓલાવવા માટે થોડું પાણી પુરતું છે.
૬. એક માંદો સિંહ ઝાડ નીચે સુતો હતો.
૭ કસાભાઇએ એક મોટું ખેતર વેચાતું લીધું.
૮. વર્ગમાં કાળું પાટિયું ને સફેદ ચાક હાજર જોઇએ
૯. તંદુરસ્તીને માટે તાજી હવા ને યોગ્ય ખોરાકની જરૂર છે.
૧૦. પેલો ઘોડો આજે ઘણી ઝડપથી દોડયો.

---

## પાઠ ૧૩. ક્રિયાપદના પ્રકાર.

૧. ભગુ જાય છે.
૨. ઘોડો દોડે છે.
૩. છગન નહાય છે.
૪. લલ્લુ રખડે છે.
૫. દોરો લટકે છે.
૬. મગન પાઠ વાંચે છે.
૭. માળી હાર ગુથે છે.
૮. ગાયે પાણી પીધું.
૯. તું ગાય દોહશે ?
૧૦. વૈદ તેને દવા આપે છે.

આ બધાં વાક્યોમા ક્રિયાનો અર્થ પૂરો સમજાય છે. પહેલા પાંચ વાક્યોમાં 'જાય છે', 'દોડે છે', 'નહાય છે', 'રખડે છે' અને 'લટકે

છે' ક્રિયાપદ છે, અને તેના કર્ત્તા અનુક્રમે 'ભગુ', 'ઘોડો,' 'છગન,','લલ્લુ' અને 'દોરો' છે, આ બધા કર્ત્તા જે ક્રિયા કરે છે તે **પોતા પર કરે છે,** બીજી વસ્તુ પર કરતા નથી; એટલે આ વાક્યોમાં **ક્રિયાપદને કર્મ નથી.**

છેલ્લા પાંચ વાક્યોમાં 'વાંચે છે,' 'ગુંથે છે,' 'પીધું,' 'દોહશે' અને 'આપે છે' ક્રિયાપદ છે, અને કર્ત્તા અનુક્રમે 'મગન,' 'માળી,' 'ગાયે,' 'તું' અને 'વૈદ' છે, આ બધાં વાક્યોમાં કર્ત્તા, જે ક્રિયા કરે છે, તે પોતા પર ન કરતા **બીજી વસ્તુ** પર કરે છે; એટલે એમાં કર્મ છે. આ વાક્યોમા અનુક્રમે 'પાઠ','હાર','પાણી','ગાય' અને 'તેને દવા' કર્મ છે.

આ પરથી ક્રિયાપદની બે જાત થાય છે, **કર્મ વગરનાં** અને **કર્મવાળાં.**

**જે ક્રિયાપદોને કર્મ નથી હોતાં, એવાં ક્રિયાપદોને અકર્મક ક્રિયાપદ કહે છે.**

**અકર્મક** ( અ=નહિ ) **જેને કર્મ નથી તે;** એમાં કર્ત્તાની ક્રિયા કર્ત્તા પર જ લાગુ પડે છે.

**જે ક્રિયાપદોને કર્મ હોય, એવાં ક્રિયાપદોને સકર્મક ક્રિયાપદ કહે છે.**

**સકર્મક**—( સ=સાથે ) **જેને કર્મ હોય તે.** એમાં કર્ત્તાની ક્રિયા કોઇ બીજાં પ્રાણી અથવા વસ્તુ પર લાગુ પડે છે.

**ક્રિયાપદને ઓળખવાની સહેલી રીતઃ**—ક્રિયાપદની પહેલાં **કોણ** અથવા **કોણે,** અને **શું** અથવા **કોને** મૂકી સવાલ પૂછવા. જો બંનેના જવાબ એકજ આવે તો ક્રિયાપદ **અકર્મક** જાણવું, ને જુદાજુદા જવાબ આવે તો **સકર્મક** ક્રિયાપદ જાણવું. જેમ, મગન દોડે છે, એમા 'દોડે છે' વિષે આમ સવાલ પૂછાય. કોણ દોડે છે? મગન. શું દોડે છે? મગન. માટે 'દોડે છે' અકર્મક ક્રિયાપદ. રાજાએ

બ્રાહ્મણને દક્ષિણા આપી. એમા કોણે આપી? રાજાએ. શું આપી? બ્રાહ્મણને દક્ષિણા. માટે 'આપી' સકર્મક ક્રિયાપદ.

**કેટલાંક અકર્મક ક્રિયાપદઃ**—તે સંખ્યામા થોડા છે. તે **ગતિ** ને **સ્થિતિ** બતાવે છે.

**ગતિવાચક**—જવું, આવવું, ચાલવું, હીંડવું, દોડવું, નાસવું, પડવું, ચડવું, ઉતરવું, ફરવું, ભમવું, ભટકવું, રખડવું, રઝળવું, આખડવું, ઇત્યાદિ.

**સ્થિતિ બતાવનારઃ**—હોવું, થવું, રહેવું, વસવું, ઊંઘવું, સૂવું, જાગવું, જીવવું, શરમાવું, બળવું, ડૂબવું, ઇત્યાદિ.

**અપૂર્ણ ક્રિયાવાચક ક્રિયાપદઃ**—

કેટલાંક અકર્મક ક્રિયાપદ કેટલેક પ્રસંગે પૂર્ણ કહેવાનું બતાવતાં નથી, તેની સાથે કર્ત્તાની સ્થિતિ બતાવનાર શબ્દ આવે, ત્યારે તે પૂર્ણ કહેવાનું બતાવે છે. એ **ક્રિયાપૂરક** શબ્દને છોકરાં ભૂલથી કર્મ ધારી અકર્મક ક્રિયાપદને સકર્મક ક્રિયાપદ કહે છે, તે પર છોકરાનું લક્ષ ખેંચવું. એમાં કર્ત્તાની ક્રિયા **બીજી વસ્તુ પર** થતી નથી, ક્રિયાનું ફળ ક્રિયા કરનારનેજ લાગુ પડે છે; માટે સકર્મક ક્રિયાપદ ન કહેવાય. જેમ મગનલાલ **મહેનતુ છોકરો** છે, તે **રાજા** થયો, છગન **નોકર** રહ્યો. એમાં 'મહેનતુ છોકરો,' 'રાજા' અને 'નોકર' ક્રિયાપૂરક શબ્દ છે.

'મગનલાલ મહેનતુ છોકરો છે,' આમાં **'છે'** ક્રિયાપદ અપૂર્ણ ક્રિયાવાચક છે. 'મગન છે' ('મગન હયાત છે' એવો અર્થ ન હોય તો) એવા વાક્યથી અર્થ સમજાતો નથી. કેવો છે?—એવું જાણવાની ઇચ્છા રહે છે. 'છે' નો કર્ત્તા 'મગન' છે; 'છોકરો' મગનનીજ વિભક્તિમાં છે.

'તે રાજા થયો' એમાં 'થયો' ક્રિયાપદ અપૂર્ણ ક્રિયાવાચક છે; 'રાજા' 'તે' ની સમાન વિભક્તિમાં છે.

'છગન નોકર રહ્યો' એમાં 'રહ્યો' ક્રિયાપદ અપૂર્ણ ક્રિયાવાચક છે; 'નોકર' 'છગન'ની સમાન વિભક્તિમાં છે.

કેટલાક સકર્મક ક્રિયાપદમાં પણ ક્રિયાનો અર્થ અધુરો રહે છે, અને કર્મ પૂરેપૂરૂ ક્રિયાપૂરક થતું નથી, તેવા ક્રિયાપદો અપૂર્ણ ક્રિયાવાચક સકર્મક ક્રિયાપદ કહેવાય છે. જેમ, રાજાએ તેને **દ્વારપાલ** નીમ્યો, તેણે સાપને **વેરી** બનાવ્યો, તે તેને **ભોળો** માને છે–ધારે છે–ગણે છે–વિચારે છે, મેં તે માણસને **મૂર્ખો** કહ્યો.

**કેટલાંક સકર્મક ક્રિયાપદ:**—કરવું, ઘડવું, બાંધવું, રચવું, ફેરવવું, શીખવું, મેળવવુ, હાંકવું, પાળવું, લખવું, વાંચવું, જાણવું, વેચવું, પાથરવું, કહેવું, ખાવું, દેવુ, ખેંચવું, ઇત્યાદિ ઘણા છે.

**દ્વિકર્મક** (બે કર્મવાળા) **ક્રિયાપદ:**—કેટલાક સકર્મક ક્રિયાપદને બે કર્મ હોય છે. જેમ, **વૈદે બૈરીને દવા આપી**, ચોરે **તેને લાકડી** મારી. 'બૈરીને' અને 'દવા' એ 'આપી' ક્રિયાપદનાં અને 'તેને' અને 'લાકડી' એ 'મારી' ક્રિયાપદનાં કર્મ છે. જેના પર આપવાની કે મારવાની ક્રિયા લાગુ થઈ **તે ગૌણકર્મ**, અને આપવાની કે મારવાની વસ્તુ તે **પ્રધાનકર્મ** કહેવાય છે. આ વાક્યોમાં 'દવા' અને 'લાકડી' પ્રધાન કર્મ છે, અને 'બૈરીને' અને 'તેને' એ ગૌણકર્મ છે. ગૌણકર્મને સંપ્રદાન કહી શકાય, અને તેને ચોથી વિભક્તિમાં લઈ શકાય. સંસ્કૃતમાં ગૌણકર્મ **બીજી** તેમજ **ચોથી વિભક્તિમાં** વપરાય છે. દે, આપ, પા, કહે, બોલ, માર, શિખવ, ભણાવ, જણાવ, ઇત્યાદિ ક્રિયાપદો દ્વિકર્મક છે.

કેટલાક ક્રિયાપદો એવાં છે કે તેમના **અર્થ** ને **ઉપયોગ** મુજબ અકર્મક તેમજ સકર્મક બંનેમા વાપરી શકાય છે. જેમ, નદી **વહે છે** (અકર્મક), મજૂર ભાર **વહે છે** (સકર્મક). છાપરામાથી પાણી **ગળે છે** (અકર્મક), રતનબા પાણી **ગળે** છે (સકર્મક). મગન **વાંચે** છે (અકર્મક–એમાં બોલનારની ઇચ્છા કર્મ વાપરવાની નથી), મગન પાઠ **વાંચે** છે (સકર્મક).

---

**મનોયત્ન ૪.**

નીચેનાં વાક્યોમાં **ક્રિયાપદો** કઇ જાતનાં છે તે કારણ સાથે કહો

૧ અમારો ઘોડો ઘરડો છે.
૨. લોકો જીવતા રહેવાને ઊંઘે છે.
૩ વહાણ તોફાનને લીધે જોરથી વહે છે.
૪. ચામાચીડીઆ દિવસે સંતાઇરહે છે.
૫ છોકરો પલંગ પર સૂઇ ગયો.
૬. તે ઝાડને કુહાડાથી કાપે છે.
૭. બતકો પાણીમા ડૂબકી મારે છે.
૮ તેણે તાળું તોડીને ઘર ઉઘાડયું.
૯ વાઘે ચાર બકરાંને મારી નાંખ્યાં
૧૦ તેણે ઘોડાને લગામ પકડી ઉભો રાખ્યો.
૧૧. આપણે છાપું તરત પાછું વાળવું.
૧૨. મેં તેને ચાર રૂપિયા આપ્યા.
૧૩ તેણે મને અંગ્રેજી શિખવ્યુ.
૧૪. તેણે મને પેન્સિલ આપવાની ના પાડી.
૧૫ તે મને પાંચ સવાલ પૂછશે
૧૬. તેણે તમને મોટી આફતમાંથી બચાવ્યા
૧૭. છગન લખે છે.
૧૮. છગન આંક લખે છે.

---

# પાઠ ૧૪. વાક્યપૃથક્કરણ.

દરેક વાક્યમાં ઓછામાં ઓછાં બે વાના જોઈએ. ૧. **જેની** આપણે વાત કરતા હોઇએ તે, ૨. તેના વિષે **જે વાત** કરીએ તે. પહેલાને **ઉદ્દેશ્ય** અને બીજાને **વિધેય** કહે છે. જેમ, 'છોકરો રમે છે' આ વાક્યમાં આપણે છોકરાને ઉદ્દેશીને–મનમા લાવીને–વાત કરીએ છીએ, માટે **'છોકરો'** ઉદ્દેશ્ય છે; અને છોકરા વિષે **'રમે છે'** એ કહ્યું માટે 'રમે છે' એ વિધેય (કહેવા યોગ્ય) છે. 'તું નાસ' એમા **'તું'** ઉદ્દેશ્ય છે અને **'નાસ'** વિધેય છે. 'તું નાસ'ને બદલે 'નાસ' કહીએ છીએ, એમા 'તું' નો અધ્યાહાર છે. આજ્ઞાર્થ વાક્યમા ઉદ્દેશ્યનો અધ્યાહાર રહે છે. 'ઘોડો દોડતો નથી' આ વાક્યમાં **'ઘોડો'** ઉદ્દેશ્ય છે ને **'દોડતો નથી'** એ વિધેય છે; કેમકે ઘોડાને વિષે 'દોડતો

નથી' એ કહ્યું છે. 'મગન પાઠ વાંચે છે' આ વાક્યમાં **'મગન'** **ઉદ્દેશ્ય છે ને 'પાઠ વાંચે છે'** એ વિધેય છે; કેમકે મગનને વિષે ' વાંચે છે ' એટલું કહ્યું નથી, પણ ' પાઠ વાંચે છે ' એટલું કહ્યું છે. હંમેશાં સકર્મક ક્રિયાપદવાળા વાક્યમા કર્મ સહિત ક્રિયાપદ વિધેય થાય છે. 'છગન છે' આ વાકયમા **'છગન'** ઉદ્દેશ્ય ને 'છે' વિધેય છે, કેમકે તે છગનનું અસ્તિત્વ બતાવે છે. 'છગન હોશિયાર છે.' આ વાક્યમાં **'છગન'** ઉદ્દેશ્ય ને **'હોશિયાર છે'** વિધેય છે, કેમકે છગનને વિષે તેના અસ્તિત્વનું કહેવું તે નથી, પણ 'હોશિયાર છે' એ કહેવું છે; માટે 'હોશિયાર છે' એ વિધેય છે. મગન મહેનતુ હતો, ત્રિકમલાલ સિરસ્તેદાર થયા, રામસિંહ ઠાકોર બન્યો, તે ભિખારી રહ્યા, છોકરો મૂર્ખ નીવડયો, આ વાકયોમાં 'મગન,' 'ત્રિકમલાલ,' 'રામસિંહ,' 'તે' અને 'છોકરો' ઉદ્દેશ્ય છે; અને 'મહેનતુ હતો,' 'સિરસ્તેદાર થયા,' 'ઠાકોર બન્યો,' 'ભિખારી રહ્યાં' અને 'મૂર્ખ નીવડયો' એ વિધેય છે. **હોવું, થવું, બનવું, રહેવું, નીવડવું** વગેરે અકર્મક ક્રિયાપદો પૂર્ણ વિધેયવાચક નથી, એટલે જેટલું કહેવા યોગ્ય, તેટલું બધુ નહિ દર્શાવનારાં છે, તેની સાથે કેટલાક શબ્દો આવે ત્યારે તે પૂર્ણ વિધેયવાચક થાય છે; માટે આવાં ક્રિયાપદો પૂરક શબ્દ સહિત વિધેય થાય છે.

જે વાક્ય માત્ર ઉદ્દેશ ને વિધેય પદનાંજ બનેલાં હોય, અને તેમાં પૂરક શબ્દ સિવાય બીજા શબ્દ આવેલ ન હોય તેને **મૂળ વાક્ય** કહે છે.

મૂળ વાક્યની પૃથકકૃતિમાં મુખ્ય બે ભાગ પાડવા. ૧. **ઉદ્દેશ્ય,** ૨. **વિધેય.** વિધેયમાં બે પેટા ભાગ પાડવા. ૧. **ક્રિયાપદ,** ૨. **ક્રિયાપૂરક.**

ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરકનો વધારો **વિશેષણથી,** અને વિધેયનો વધારો **ક્રિયાવિશેષણથી** થાય છે. જેમ, **તે** વાઘે **કેટલાંક** બકરાં **ત્યાં** મારી નાંખ્યાં. એમાં **'તે'** એ 'વાઘે' ઉદ્દેશ્યનું વિશેષણ છે, **'કેટલાંક'**

## નમૂના દાખલ કેટલાંક વાક્યોનું પૃથક્કરણ નીચે કરી બતાવીએ છીએ.

| વાક્ય. | ઉદ્દેશ્યપક્ષ. | | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય-વર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
| | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ૧. ફીકાભાઇ વકીલ છે. | ફીકાભાઇ | | છે | વકીલ | |
| ૨. તે રાજા થયો. | તે | | થયો | રાજા | |
| ૩. છગન નોકર રહ્યો. | છગન | | રહ્યો | નોકર | |
| ૪. તે ડાહ્યો થયો. | તે | | થયો | ડાહ્યો | |
| ૫. મગનઘણોમહેનતુહતો. | મગન | | હતો | ઘણો મહેનતુ | |
| ૬. સાપ દરમાં છે. | સાપ | | છે | દરમાં | |
| ૭. તે ત્યાં નથી. | તે | | નથી | ત્યાં | |
| ૮.આવાતતમનેકોણેકહી ? | કોણે | | કહી | આ વાત (પ્રધાનકર્મ), તમને (ગૌણકર્મ) | |
| ૯. તું તેને લીધે અમદાવાદ ગયો. | તું | | ગયો | | અમદાવાદ (સ્થળ) તેને લીધે (હેતુ) |
| ૧૦. મોટાભાઇ, હવે હું ઘરમાં કેમ જઇ શકીશ ? | હું | | જઇ શકીશ | | હવે (કાળ), ઘરમા (સ્થળ), કેમ(રીત) |

એ 'બકરાં' ક્રિયાપૂરક શબ્દનું વિશેષણ છે, અને '**ત્યાં**' ક્રિયાવિશેષણ 'મારી નાંખ્યાં' નું સ્થળ બતાવે છે, માટે એ **વિધેયવર્ધક** છે.

વધારેલા વાક્યની પૃથક્કૃતિમા મુખ્ય બે ભાગ પાડવા. **ઉદ્દેશ્યપક્ષ,** ને **વિધેયપક્ષ.** ઉદ્દેશ્યપક્ષના બે ભાગ પાડવા. ૧. **ઉદ્દેશ્ય,** ૨. **ઉદ્દેશ્યવર્ધક.** વિધેયપક્ષના બે ભાગ પાડવા. ૧ **વિધેય,** ૨. **વિધેયવર્ધક.** વિધેયના બે પેટા ભાગ પાડવા. ૧. **ક્રિયાપદ,** ૨. **ક્રિયાપૂરક.**

કેટલાક ક્રિયાપદને બે કર્મ હોય છે. **પ્રધાનકર્મ** અને **ગૌણકર્મ.** જેમ, મેં **તેને વાત** કહી. એમા '**તેને**' ગૌણકર્મ અને '**વાત**' પ્રધાનકર્મ છે, દ્વિકર્મી ક્રિયાપદો બે કર્મ સાથે વિધેયવાચક થાય છે. પૃથક્કરણમા બંને કર્મ ક્રિયાપૂરકના ખાનામા મૂકાય.

**સંબોધનાર્થે આવેલું નામ** વાક્યમા કોઈ પણ શબ્દ સાથે સંબંધ રાખતું નથી, માટે વાક્યપૃથક્કરણમા તે નામ છોડી દેવું.

---

## પાઠ ૧૫. પદચ્છેદ.

૧. **નામ**ના પદચ્છેદમાં તેનો પ્રકાર કહી જાતિ, વિભક્તિ, વચન કહેવા. ( દરેક વિભક્તિમા તેનો મુખ્ય અર્થ કહેવરાવવો. )

૨. **સર્વનામનું** પદચ્છેદ નામ પ્રમાણે કરાવવું, પણ સર્વનામ કયા નામને ઠેકાણે છે તે કહેવરાવવું.

૩. **વિશેષણના** પદચ્છેદમાં તેનો પ્રકાર કહી, પછી તેનો વિશેષ્ય કહેવરાવી, તે પ્રમાણે જાતિ, વિભક્તિ, વચન કહેવરાવવાં.

૪. **ક્રિયાપદના** પદચ્છેદમા પ્રથમ કર્તા, કર્મ (હોય તો) કહી ક્રિયાપદની જાત કહેવરાવવી.

૫. **અવ્યયના** પદચ્છેદમાં હમણા ક્રિ. વિ. અવ્યયની જાત કહેવરાવવી, પછી તેનો વાક્યમાં સંબંધ કહેવરાવવો.

**સર્વનામની** જાતિ જણાતી ન હોય ત્યા સામાન્ય જાતિ કહેવી. નમૂના દાખલ કેટલાંક વાક્યનું પદચ્છેદ નીચે કરી આપીએ છીએ.

**૧. ઉનનાં કપડાં વધારે મેલાં થાય છે.**

૧. **ઉનનાં**:—સામાન્ય નામ, નાન્યતર જાતિ, સંબંધાર્થે છઠ્ઠીનુ એકવચન.

૨. **કપડાં**:—સામાન્ય નામ, નાન્યતર જાતિ, નામાર્થે પહેલીનું બહુવચન. ' થાય છે ' ક્રિયાપદનો કર્ત્તા.

૩. **વધારે**:—ક્રિયાવિશેષણ, 'મેલા' વિધિપૂરક વિશેષણના અર્થમા વધારો કરે છે.

૪. **મેલાં**:—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય 'કપડા' માટે નાન્યતર જાતિ, પહેલીનું બહુવચન.

૫. **થાય છે**:—કર્ત્તા 'કપડા', કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ.

**૨. ભગુએ કહ્યું, તમારી વાત બહુ મજેની છે.**

૬. **ભગુએ**:—વિશેષ નામ, નરજાતિ, કર્તાર્થે ત્રીજીનું એકવચન. 'કહ્યુ'' નો કર્ત્તા.

૭. **કહ્યું**:—કર્ત્તા 'ભગુએ', કર્મ આગલું વાક્ય, માટે સકર્મક ક્રિયાપદ.

૮. **તમારી**:—બીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું બહુવચન.

૯. **વાત**:—સામાન્ય નામ, નારીજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'છે' નો કર્ત્તા.

૧૦. **બહુ**:—અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'મજેની' માટે નારીજાતિ, છઠ્ઠીનું એકવચન.

૧૧. **મજેની:**—ભાવવાચક નામ, નારી જાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

૧૨. **છે:**—કર્તા 'વાત,' કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ.

**૩. આપણે એક કુજામાં થોડું ગરમ પાણી રેડીશું, તો તે ઠંડું થવા માંડશે.**

૧૩. **આપણે:**—પહેલો બીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, નામાર્થે પહેલીનું બહુવચન. 'રેડીશું' નો કર્તા.

૧૪. **એક:**—સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'કુજામાં' માટે નરજાતિ, સાતમીનું એકવચન.

૧૫. **કુજામાં:**—સામાન્યનામ, નરજાતિ, અધિકરણાર્થે સાતમીનું એકવચન. 'રેડીશું' નું સ્થળ.

૧૬. **થોડું:**—ક્રિયાવિશેષણ. ' ગરમ ' ગુણવાચક વિશેષણના અર્થમાં વધારો કરે છે.

૧૭. **ગરમ:**—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય ' પાણી ' માટે નાન્યતરજાતિ, બીજીનું એકવચન.

૧૮. **પાણી:**—સામાન્યનામ, નાન્યતરજાતિ, કર્માર્થે બીજીનું એકવચન. 'રેડીશું' નું કર્મ.

૧૯. **રેડીશું:**—કર્તા ' આપણે, ' કર્મ ' પાણી, ' માટે સકર્મક ક્રિયાપદ.

૨૦. **તો:**—અવ્યય.

૨૧. **તે:**—ત્રીજો પુરુષ સર્વનામ, 'પાણી'ને ઠેકાણે છે માટે નાન્યતર જાતિ, નામાર્થે પહેલીનું એકવચન, 'માંડશે' નો કર્તા.

૨૨. **ઠંડું:**—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય 'તે' માટે નાન્યતર જાતિ, પહેલીનું એકવચન.

૨૩. **થવા:**--કૃદંત, 'માંડશે' નું કર્મ.

૨૪. **માંડશે:**--કર્ત્તા 'તે,' કર્મ 'થવા,' માટે સકર્મક ક્રિયાપદ.

**૪. મગન, તેં તારા પાઠ ઘણા સારા કર્યા.**

૨૫. **મગન:**—વિશેષ નામ, નરજાતિ, પહેલીનું એકવચન. (સંબોધનાર્થે).

૨૬. **તેં:**—બીજો પુરુષ સર્વનામ, 'મગન'ને ઠેકાણે માટે નરજાતિ, કર્ત્તાર્થે ત્રીજીનું એકવચન, 'કર્યા' નો કર્ત્તા.

૨૭. **તારા:**—બીજો પુરુષ સર્વનામ, 'મગન'ને ઠેકાણે માટે નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

૨૮. **પાઠ:**—સામાન્ય નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું બહુવચન. 'કર્યા'નું કર્મ.

૨૯. **ઘણા:**—ક્રિયાવિશેષણ. 'સારા' ક્રિયાવિશેષણના અર્થમાં વધારો કરે છે.

૩૦. **સારા:**—ક્રિયાવિશેષણ. 'કર્યા' ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે.

૩૧. **કર્યા:**—કર્ત્તા 'તે', કર્મ 'પાઠ,' માટે સકર્મક ક્રિયાપદ.

**૫. તેણે તમને હમણા કાંઇક કહ્યું.**

૩૨. **તેણે:**—ત્રીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, કર્ત્તાર્થે ત્રીજીનું એકવચન. 'કહ્યું'નો કર્ત્તા.

૩૩. **તમને:**—બીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, ચોથીનું બહુવચન. 'કહ્યું' નું ગૌણ કર્મ.

૩૪. **હમણા:**—ક્રિયાવિશેષણ અવ્યય. 'કહ્યું'નો કાળદર્શક.

૩૫. **કાંઇક:**—અનિશ્ચિત સર્વનામ, નાન્યતર જાતિ, નામાર્થે પહેલીનું એકવચન. ' કહ્યું ' નું પ્રધાન કર્મ.

૩૬. **કહ્યું**:—કર્ત્તા 'તેણે,' કર્મ 'તમને કાંઇક,' માટે સકર્મક ક્રિયાપદ.

**૬. કોણે આ આંધળાને તળાવમાંથી બહાર કાઢયો.**

૩૭. **કોણે**:—પ્રશ્નાર્થ સર્વનામ, સામાન્ય જાતિ, કર્ત્તાર્થે ત્રીજીનું એકવચન. 'કાઢયો'નો કર્ત્તા.

૩૮. **આ**:—દર્શક વિશેષણ, વિશેષ્ય ' આધળાને ' માટે નરજાતિ, બીજીનું એકવચન.

૩૯. **આંધળાને**:—ગુણ વિશેષણ ( નામ અર્થે ), નરજાતિ, કર્માર્થે બીજીનું એકવચન. 'કાઢયો'નું કર્મ.

૪૦. **તળાવમાંથી**:—સામાન્યનામ, નાન્યતરજાતિ, સાતમી સાથે પાચમીનું એકવચન. (વિયોગ અર્થે).

૪૧. **બહાર**:—ક્રિયાવિશેષણ અવ્યય. 'કાઢયો'નું સ્થળદર્શક.

૪૨. **કાઢયો**:—કર્ત્તા 'કોણે', કર્મ 'આધળાને', માટે સકર્મક ક્રિયાપદ.

**૭. રામલાલે જાડી કલમે અક્ષર લખ્યા.**

૪૩. **રામલાલે**:—વિશેષ નામ, નરજાતિ, કર્ત્તાર્થે ત્રીજીનું એક વચન. 'લખ્યા'નો કર્ત્તા.

૪૪. **જાડી**:—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'કલમે' માટે નારીજાતિ, ત્રીજીનું એકવચન.

૪૫. **કલમે**:—સામાન્ય નામ, નારીજાતિ, ત્રીજીનુ એકવચન. (કરણ અર્થે).

૪૬. **અક્ષર**:—સામાન્યનામ, નરજાતિ, નામાર્થે પહેલીનું બહુવચન. 'લખ્યા'નું કર્મ.

૪૭. **લખ્યા**:—કર્ત્તા'રામલાલે',કર્મ'અક્ષર'માટેસકર્મક ક્રિયાપદ.

## ૮. મેં જે પૈસા લીધા તે હું ધર્માદામાં નાખીશ.

૪૮. **મેં**:—પહેલો પુરુષ સર્વનામ, સામાન્યજાતિ, કર્ત્તાર્થે ત્રીજીનું એકવચન. 'લીધા'નો કર્ત્તા.

૪૯. **જે**:—સંબંધી વિશેષણ, વિશેષ્ય 'પૈસા' માટે નરજાતિ, પહેલીનું બહુવચન

૫૦. **પૈસા**—સામાન્ય નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું બહુવચન. 'લીધા'નું કર્મ.

૫૧. **લીધા**:—કર્ત્તા 'મેં', કર્મ 'પૈસા', માટે સકર્મક ક્રિયાપદ.

૫૨. **તે**—સંબંધી સર્વનામ, 'પૈસા'ને બદલે માટે નરજાતિ, કર્માર્થે બીજીનું બહુવચન. 'નાખીશ'નું કર્મ.

૫૩. **હું**.—પહેલો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'નાખીશ'નો કર્ત્તા.

૫૪. **ધર્માદામાં**.—ભાવવાચક નામ, નરજાતિ, સાતમીનું એકવચન. (સ્થળ.)

૫૫. **નાખીશ**—કર્ત્તા 'હું', કર્મ 'તે', માટે સકર્મક ક્રિયાપદ

---

## પાઠ ૧૬. એકજ શબ્દનો જુદા જુદા અર્થમાં ઉપયોગ.

| નામ. | ક્રિયાપદ. |
|---|---|
| નાણાનો **અવેર** કરવાની સમજ નથી. | તું તારૂં ઘર **અવેર**. |
| તેને માથે ચોરીનો **આરોપ** છે. | રામને વરમાળ **આરોપ**. |
| તેને કામનો **ઉકેલ** નથી. | આ આંટી **ઉકેલ**. |
| હાલમાં બેંકમાં નાણાનો **ઉપાડ** છે. | તું તારી રકમ **ઉપાડ**. |
| દરિયામાં પાણીની **ઓટ** છે. | તું કબજો **ઓટ**. |

| | |
|---|---|
| ચાંપાનેર પર દેવીનો **કોપ** થયો. | હે ઈશ્વર, તું ન **કોપ.** |
| શેરડીમાંથી **ખાંડ** બને છે. | તું ચોખા **ખાંડ.** |
| **ગાય** જેવો ગરીબ છે. | તે ગીત **ગાય.** |
| ચાર **ચોર** હતા. | પારકી વસ્તુ ન **ચોર.** |
| તેની પાસે પૈસાની **જડ** બાઝી છે. | વીંટીમાં નંગ **જડ.** |
| ઢાલને એક પાસે સોનાનો ને બીજે પાસે રૂપાનો **ઢાળ** હતો. | ઝાઝું પાણી **ઢાળ** મા. |
| પોલીસ ખુનીની **તપાસ** કરે છે. | તુ તારૂં ઘર **તપાસ.** |
| લોભનો **થોભ** નથી. | તું ત્યા જઈને **થોભ.** |
| સંન્યાસીને **દંડ** હોય છે. | તું ચોરને **દંડ.** |
| ત્યાં **ધોળ** ગવાય છે. | તું ઘર **ધોળ.** |
| રાતે ચંદ્ર **પ્રકાશ** આપે છે. | તું તારૂં પોત ન **પ્રકાશ.** |
| એક મગની બે **ફાડ** છે. | તું લાકડાં **ફાડ.** |
| હજી હું નાની **બાળ** છું. | તું જીવ ન **બાળ.** |
| આ સતીની **મઢી** છે. | ચુડી સોનાની ચીપે **મઢી.** |
| ‘ વગાડશે મંડપમાં ચંગ, નાગરી નાતમા રહેશે **રંગ.** ’ | તુ ઘર **રંગ.** |
| આજકાલ ચાહનો **વાપર** ઘણો છે. | તું પૈસો **વાપર.** |
| તેનો **સુધારો** મંજૂર થયો. | તમારૂં શરીર **સુધારો.** |
| **નામ.** | **વિશેષણ.** |
| આજે તેનું **અગ્યારસુ** છે. | **અગ્યારસુ** પગથિયું ભાંગેલું છે. |
| ઘોડીની આખે **અંધારી** બાંધી છે. | **અંધારી** કોટડીમાં પૂર્યો. |
| એમને તો વાતવાતમાં **આડું** પડેછે. | **આડું** છોકરૂં છે. |
| એક **કડવું** બોલો. | ઓસડ **કડવું** છે. |

| | |
|---|---|
| **કાગદી** ચોપડા બાંધે છે. | **કાગદી** એલચી છે. |
| પગે **ખાલી** ચઢી છે. | **ખાલી** ઘર છે. |
| મેં **ગોળ** ખાધો. | આકાર **ગોળ** છે. |
| ગગનમા **ઘન** ગાજે છે. | **ઘન** પદાર્થ છે. |
| ગાયને **ચાર** નાખ. | ‘**ચાર** દહાડાનું ચાદરણું.’ |
| ‘**છઠ્ઠી**ના લખીયા લેખ.’ | **છઠ્ઠી** ચોપડી ભણે છે. |
| એક **ટુંક** બોલો. | **ટુંક** વખતમા સારૂં કમાયો. |
| તેની **નાની** જીવે છે. | **નાની** બાળ છે. |
| કપાસનો **પાક** સારો છે. | તેની દાનત **પાક** છે. |
| શાકમા **મીઠું** વધારે છે. | **મીઠું** ભોજન છે. |

## પાઠ ૧૭. ક્રિયાપદનો ધાતુ.

લખે છે, લખતો, લખતું, લખ્યુ, લખેલું, લખીશ, લખાયું, લખાવશે, આ બધા ક્રિયાપદોમા લખવાની ક્રિયા કરવાની છે, અને તે બધાનું મૂળ ‘લખ’ છે. તેમજ શીખે છે, શીખ્યું, શીખાશે, શીખાય છે, શિખવાડી, વગેરેમા ‘શીખ’ મૂળ છે.

**જે મૂળ ઉપરથી ક્રિયાપદનાં જુદાં જુદાં રૂપ થાય છે, એ મૂળને ધાતુ કહે છે.**

**ધાતુ શોધવાની સહેલી રીતઃ**—ક્રિયાપદોમા જે કામ કરવાનું હોય, તેમાથી ‘વાનું’ પ્રત્યય કાઢી નાંખેથી ક્રિયાપદનો ધાતુ નીકળે છે. જેમ, ‘નાઠો’ એમા નાસવાનું કામ માટે ધાતુ **નાસ,** ‘લીધો’ એમાં લેવાનું કામ માટે ધાતુ **લે,** ‘હતો’ હોવાપણું બતાવે માટે ધાતુ **હો,** વગેરે. ‘છે’ ક્રિયાપદનો ધાતુ ‘**છ**’ છે.

હુકમ કરતી વખતે ક્રિયાપદનું બીજા પુરુષના એકવચનમાં જે

રૂપ વપરાય તેજ ધાતુ કહેવાય છે. જેમ, તું **'લખ'**, તુ **શીખ**, તું **નાસ,** તુ **લે,** તું **હો;** વગેરે.

---

## પાઠ ૧૮. કાળ.

**કાળઃ**—જે વખતમા ક્રિયા બને, તેને ક્રિયાપદના કાળ કહે છે. વખતના ત્રણ સ્વાભાવિક ભાગ છે, તેથી ક્રિયાપદના કાળના પણ ત્રણ ભાગ છે. ૧. **વર્ત્તમાનકાળ,*** ૨. **ભૂતકાળ,** ૩. **ભવિષ્યકાળ.** 'વર્ત્તમાન' એટલે ચાલુ, 'ભૂત' એટલે ગએલો, અને 'ભવિષ્ય' એટલે આવનારો.

હું પાઠ **વાંચું** છું, તે કાગળ **લખે** છે, તમે નિશાળે **જાઓ છો,** છોકરા **કૂદે** છે, આ વાક્યોમા ક્રિયાપદના રૂપપરથી ક્રિયા ચાલુ છે એમ સમજાય છે; એટલે એ વર્ત્તમાનકાળનાં રૂપ છે.

**ક્રિયા ચાલતી હોય, એમ બતાવનાર કાળને વર્તમાન કાળ કહે છે.**

મેં પાઠ **વાંચ્યા,** મેં પાઠ **વાંચેલા,** હું રોજ સવારમાં પાઠ **વાંચતો,** આ વાક્યોમાં ક્રિયાપદના રૂપ પરથી ક્રિયા થઇ ગઈ છે એમ સમજાય છે; એટલે એ ભૂતકાળના રૂપો છે. 'વાચ્યા' રૂપ પાસેનો ભૂતકાળ, અને 'વાંચેલા' રૂપ આઘેનો ભૂતકાળ બતાવે છે. 'વાંચતો' રૂપમાં નિયમિતપણાનો અર્થ રહેલો છે. 'વાંચ્યા' રૂપને **પ્રથમ ભૂતકાળનું,** 'વાચેલા' રૂપને **દ્વિતીય ભૂતકાળનું,** અને 'વાંચતો' રૂપને **નિયમિત ભૂતકાળનું** રૂપ કહે છે.

**ક્રિયા પાસેના વખતમાં થઈ ગઈ છે એમ બતાવનાર કાળને પ્રથમ ભૂતકાળ કહે છે.**

---

* 'વર્ત્તમાન' અને 'વર્તમાન' બંને શુદ્ધ રૂપો છે.

**ક્રિયા આપેના વખતમાં થઈ ગઇ છે એમ બતાવનાર કાળને દ્વિતીય ભૂતકાળ કહે છે.**

**ક્રિયા નિયમિત રીતે પૂરી થએલી છે, એમ બતાવનાર કાળને નિયમિત ભૂતકાળ કહે છે.**

હું પાઠ **વાંચીશ,** હું પાઠ **વાંચવાનો,** આ પાઠ તો હું **વાંચનારો,** આ વાક્યોમા ક્રિયાપદનાં રૂપથી ક્રિયા હવે પછી થવાની છે એમ સમજાય છે; એટલે એ **ભવિષ્યકાળનાં** રૂપો છે.

**ક્રિયા હવે પછી થવાની છે એમ બતાવનાર કાળને ભવિષ્યકાળ કહે છે.**

**'વાંચ'** ધાતુના ત્રણ કાળના રૂપો.

**વર્તમાનકાળ** (જાતિ ભેદ નથી).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું વાચું. | અમે વાચીએ. |
| બીજો પુરુષ. | તું વાંચે. | તમો વાચો. |
| ત્રીજો પુરુષ. | તે વાંચે. | તેઓ વાચે. |

સરળતા ખાતર **દ્વિત્વવર્ત્તમાનકાળનાં** રૂપને આ ધોરણમા વર્ત્તમાનકાળમાં લેવરાવવાં. જેમ—

| | | |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું વાચું છું. | અમે વાચીએ છીએ. |
| બીજો પુરુષ. | તું વાંચે છે. | તમે વાંચો છો. |
| ત્રીજો પુરુષ. | તે વાંચે છે. | તેઓ વાચે છે. |

**પ્રથમ ભૂતકાળ** (પુરુષ ભેદ નથી).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | વાંચ્યો. | વાચ્યા. |
| નારીજાતિ. | વાંચી. | વાંચી. |
| નાન્યતરજાતિ. | વાંચ્યું. | વાંચ્યાં. |

**દ્વિતીય ભૂતકાળ** ( પુરુષ ભેદ નથી ).

| | | |
|---|---|---|
| નરજાતિ. | વાંચેલો. | વાચેલા. |
| નારીજાતિ. | વાંચેલી. | વાચેલી. |
| નાન્યતરજાતિ. | વાચેલું. | વાંચેલાં. |

**નિયમિત ભૂતકાળ** ( પુરુષ ભેદ નથી ).

| | | |
|---|---|---|
| નરજાતિ. | વાચતો. | વાચતા. |
| નારીજાતિ. | વાચતી. | વાચતી. |
| નાન્યતરજાતિ. | વાંચતું. | વાંચતા. |

**ભવિષ્યકાળ** ( જાતિ ભેદ નથી ).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું વાંચીશ. | અમે વાચીશું. |
| બીજો પુરુષ. | તુ વાચીશ, વાચશે. | તમે વાંચશો. |
| ત્રીજો પુરુષ. | તે વાંચશે. | તેઓ વાચશે. |

**ટીપઃ—પ્રથમ** ભૂતકાળનો સાધારણ પ્રત્યય યો, ઇ, યું છે, પણ કેટલાક ક્રિયાપદના રૂપ અનિયમિત રીતે થાય છે, તે નીચે લખ્યાં છે.

| **ધાતુ.** | **પ્રથમ ભૂતકાળ.** | **ધાતુ.** | **પ્રથમ ભૂતકાળ.** |
|---|---|---|---|
| હો. | હોતો, હતો. | બેસ. | બેઠો. |
| સૂ. | સૂતો. | કર. | કર્યો, કીધો. |
| ખા. | ખાધો. | મર. | મર્યો, મુઓ–મુવો. |
| જા. | ગયો. | કહે. | કહ્યો, કીધો. |
| પી. | પીધો. | બી. | બીન્યો, બીધો. |
| લે. | લીધો | દેખ. | દેખ્યો, દીઠો. |
| દે. | દીધો. | ઉપજ. | ઉપજ્યો, ઉપન્યો. |
| દીસ. | દીઠો. | નિપજ. | નિપજ્યો, નિપન્યો. |

| | | | |
|---|---|---|---|
| નાસ. | નાઠો. | ભીજ. | ભીન્જ્યો, ભીન્યો. |
| પેસ. | પેઠો. | સંતા. | સંતાયો, સંતાણો. |

'**ણો**' પ્રત્યય કવિતામા અને કાઠિયાવાડમા બહુ વપરાય છે. જેમ, લખાણો, અવાણું, ઇત્યાદિ.

---

## પાઠ ૧૯. કાળ પ્રમાણે કૃદંતના પ્રકાર.

જેમ ક્રિયાપદમા કાળ છે તેમ કૃદંતમા પણ કાળ હોય છે.

**દોડતો** ઘોડો પડયો. આમા 'દોડતો' એ **વર્ત્તમાન કૃદંત** છે, કેમકે તેથી દોડવાની ક્રિયા ચાલુ છે એમ સમજાય છે.

**લખ્યા** લેખ મિથ્યા ન થાય. એમા 'લખ્યા' એ **પ્રથમ ભૂત કૃદંત** છે, કેમકે તેથી લખવાની ક્રિયા હમણા થઇ ગઇ છે એમ સમજાય છે.

દુકાનમા તરેહતરેહનો માલ **ગોઠવેલો** જણાય છે. એમા 'ગોઠ-વેલો' એ **દ્વિતીય ભૂતકૃદંત** છે, કેમકે તેથી ગોઠવવાની ક્રિયા ઘણા વખત પહેલાંની થઇ ગએલી સમજાય છે.

તે કાલે **આવવાનો** છે, ઘરમાં પુરુષને આજ્ઞા પ્રમાણે **ચાલ-નારી** સ્ત્રી મિત્ર છે. આમા 'આવવાનો' ને 'ચાલનારી' **ભવિષ્યકૃદંત** છે, કેમકે તેમાં આવવાની ને ચાલવાની ક્રિયા હવે પછી થવાની છે.

હું **ખાઇને** જઇશ. આમાં 'ખાઇને' **સંબંધક ભૂતકૃદંત** છે. 'ખાઇને' જઇશ એ રૂપ 'ખાઇશ અને જઇશ' નું ટુંકું છે. 'ખાઇને' કૃદંત, ખાવાની અને જવાની ક્રિયાને સાંધે છે, માટે એને 'સંબંધક ભૂતકૃદંત' કહે છે. 'ખાઇને' એનો અર્થ 'ખાધા પછી' એવો થાય છે.

તેનું **બોલવું** સારૂં છે, તેનું **બોલવું** સારૂં હતું, તેનું **બોલવું**

સારૂં થવાનું નથી, આમા 'બોલવું' **સામાન્ય કૃદંત** છે, કેમકે એ રૂપ બધા કાળને લાગુ પડે છે.

'આવ' ધાતુપરથી થતા કૃદંતો નીચે આપ્યા છે.

| કૃદંતના પ્રકાર. | પ્રત્યય. | રૂપ. |
|---|---|---|
| ૧. **વર્ત્તમાન કૃદંત.** | તો-તી-તું. | આવતો-તી-તું. |
| ૨. **પ્રથમભૂત કૃદંત.** | યો-ઇ-યું. | આવ્યો-વી-વ્યું. |
| ૩. **દ્વિતીયભૂત કૃદંત.** | એલો-લી-લું. | આવેલો-લી-લું. |
| ૪. **ભવિષ્યકૃદંત.** | { વાનો-ની-નું;<br>નાર-નારો-રી-રૂં. | આવવાનો-ની-નું;<br>આવનાર-રો-રી-રૂં. |
| ૫. **સંબંધક ભૂતકૃદંત.** | ઈ-ઈને. | આવી-આવીને. |
| ૬. **સામાન્ય કૃદંત.** | વો-વી-વું. | આવવો-વી-વું. |

## પાઠ ૨૦. અર્થ.

'હું **આવું** છું,' આ વાક્યમા ક્રિયાપદના રૂપપરથી નિશ્ચયપણાનો અર્થ નીકળે છે, 'પરીક્ષામાં કદાચ મારી મહેનત બર **આવે**', આમાં સંશયનો અર્થ નીકળે છે, 'તું **લખ**', આમાં આજ્ઞાનો **અર્થ** નીકળે છે; આવી રીતે ક્રિયાપદમાં જુદાં જુદાં રૂપપરથી જુદા જુદા અર્થ નીકળે છે તેને ક્રિયાપદના **અર્થ** કહે છે.

જેમ ક્રિયાપદના કાળનાં જુદા જુદાં રૂપ હોય છે, તેમ ક્રિયાપદના અર્થનાં જુદાં જુદા રૂપ હોય છે. મુખ્ય અર્થ પાંચ છે. ૧. **નિશ્ચયાર્થ**, ૨. **સંશયાર્થ**, ૩. **સંકેતાર્થ**, ૪. **આજ્ઞાર્થ**, ૫. **વિધ્યર્થ.**

**નિશ્ચયાર્થ**:—કોઇ વસ્તુ થાય છે, થઇ ગઇ, કે થશે એવું જણાવતાં ક્રિયાપદનાં જે રૂપ વપરાય છે તે. જેમ, 'હું **લખું** છું,'

'હુ **લખુ**', 'મેં **લખ્યુ**', 'તે **લખશે,**' 'તેણે **લખ્યુ છે**', 'તેણે **લખેલુ છે,**' 'તે **લખવાનો છે,**' 'તું **જઇશ?**' (પ્રશ્નના અર્થનો પણ નિશ્ચયાર્થમાજ સમાવેશ થાય છે ).

નિશ્ચયાર્થને કોઇ **સ્વાર્થ** ( સ્વ=પોતાનો+અર્થ ) કહે છે, કેમકે ક્રિયાપદનો (ધાતુ અને કાળનો) જે અર્થ હોય છે તેજ અર્થ હોય, નવો નહિ.

**સંશયાર્થ:**—ઘણે ભાગે અટકળ કે શક બતાવે છે, અને **કદાચ, રખે,** અથવા **એવા અર્થના બીજા શબ્દથી** શરૂ થાય છે, અથવા તે શબ્દનો અધ્યાહાર હોય છે. જેમ, કદાચ તે **આવે,** રખે **અટકતા,** હું પુસ્તક **લખતો હોઉં,** મેં તે કામ કર્યું **હશે,** એમાં '**હોઉં**', '**હશે**', સંશયાર્થ છે.

**સંકેતાર્થ:**—વર્તમાન, ભૂત, ને ભવિષ્યકાળનાં રૂપોમાં શરતનો અર્થ રહેલો હોય, તો તે રૂપ સંકેતાર્થ કહેવાય છે. સંકેતાર્થ જો-તો વગેરે કેટલાક અવ્યયથી ઓળખાય છે. જેમ. જો તમે **ખાઓ** તો હું **ખાઉં,** જો તે **આવશે** તો હું **આવીશ,** જો વરસાદ **વરસશે** તો હું નહિ **આવું.**

તે છોકરો કામ **કરે** (નિશ્ચયાર્થ છે); પણ તે છોકરો એ કામ કરે તો સારૂ ફળ મેળવે. એમાં 'કરે' સંકેતાર્થ છે.

છોકરો ઝાડપર **ચડત** તો **પડત,** હું **જાત** તો તે **આવત.** 'ચડત', 'પડત', 'જાત', અને 'આવત' ક્રિયાપદ ભૂતકાળમા છે. **સંકેતાર્થ ભૂતકાળનો પ્રત્યય** ત્રણે પુરુષ, ત્રણે જાતિ, ને બંને વચનમા '**ત**' છે.

સંકેતાર્થ ભૂતકાળમાં **ક્રિયાની નિષ્ફળતાનો** અર્થ રહેલો છે. **ઉદા:**—હું **જાત** તો તે **આવત** ( પણ, હું ન ગયો તેથી તે ન

**આવ્યો.** એવો અર્થ એમાંથી નીકળે છે). મેં લખ્યું **હોત** પણ કલમ ભાગી ગઇ (એટલે ન લખાયું).

**આજ્ઞાર્થ:**—હુકમ કરવાના કામમા આવે છે. જેમ, તુ **લખ,** તમે **લખો;** તું **બેસજે,** તમે **બેસજો; જતો ના, ખાતો મા, આવતા નહિ, રમશો ના, દોડીશ મા, ખાશો નહિ,** વગેરે

આજ્ઞાર્થમા હુકમ કરવા ઉપરાત **અરજ, કાલાવાલા, પ્રાર્થના, ઉપદેશ, આશીર્વાદ,** અને **શાપ,** એ અર્થનો સમાવેશ થાય છે. જેમ, મારે સારૂ એક શાલ **લાવજો** (અરજ), ભાઇ કેશવ, મારી એક વાત તું **સાંભળ** (કાલાવાલા), હે ઇશ્વિર, તેની જીંદગી **બચાવો** (પ્રાર્થના), ગરીબ માટે નિશાળો **સ્થાપો** (ઉપદેશ), તેનું ભલું **થાઓ** (આશીર્વાદ), તેનું સત્યાનાશ **જજો** (શાપ)

'વાચ' ધાતુ, આજ્ઞાર્થ (જાતિભેદ નથી).

| | | એકવચન. | બહુવચન. |
|---|---|---|---|
| વર્તમાનકાળ– | ૧ લો પુ. | હું વાચુ. | અમે વાચીએ. |
| | ૨ જો પુ. | તું વાચ, વાચની. | તમે વાંચો, વાચોની. |
| | ૩ જો પુ. | તે વાંચે. | તેઓ વાચે. |
| ભવિષ્યકાળ– | ૨ જો પુ. | તું વાંચજે, વાચજેની. | તમે વાંચજો, વાચજોની. |

આજ્ઞાર્થના રૂપો વર્તમાનકાળનાં રૂપોથી સહજજ જુદા છે. ફેર માત્ર બીજા પુરુષના રૂપમાં છે. પહેલા પુરુષમા આજ્ઞા, અનુજ્ઞા (રજા માગવી) ના અર્થમાં હોય છે.

વર્તમાનકાળમા **આજ્ઞાનો** તેમજ સંકેતનો અર્થ રહેલો છે. જેમ, તું મારી વાત **સાંભળ,** જો હુ વહેલો ન ઊઠું, તો મારૂં કામ પૂરૂં **થાય** નહિ. એ બેમાથી એકે અર્થ ન હોય, તો તે ઠેકાણે ક્રિયાપદ

નિશ્ચયાર્થમાં છે; એમ જાણવું. ખાસ અર્થ નથી, પોતાનોજ અર્થ છે; માટે નિશ્ચયાર્થ (સ્વાર્થ) કહેવાય છે. જેમ, 'વાવે તેવું લણે.'

આજ્ઞાર્થ ભવિષ્યના રૂપો માનાર્થક છે. જેમ, **વાંચજે-વાંચજો.**

**વિધ્યર્થ:**—છોકરાએ હંમેશા નિશાળે **આવવું**, માબાપે છોકરાનું સારૂં **ચહાવું**, તેણે જવું, મારે ગ્રંથ **લખવો.** આ વાક્યોમા ક્રિયાપદના રૂપો પરથી વિધિ એટલે શાસ્ત્રની આજ્ઞા કે પ્રેરણા, ઉપદેશ, ફરજ, અને ફરમાશના અર્થનું ભાન થાય છે. તે સર્વકાળને લાગે છે.

'વાચ' ધાતુ, વિધ્યર્થ (પુરુષ ભેદ નથી).

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | વાંચવો. | વાચવા. |
| નારીજાતિ. | વાચવી. | વાચવી. |
| નાન્યતરજાતિ | વાંચવું. | વાચવાં. |

અકર્મક ક્રિયાપદનું વિધ્યર્થ રૂપ એકજ (૩ પુરુષ, નાન્યતરજાતિ, એકવચનમા) થાય છે. જેમ, પડવું, જવું, આવવું, ઊઠવું, નાસવું, વગેરે.

વિધ્યર્થના રૂપ સામાન્ય કૃદંતથી થાય છે.

વિધ્યર્થ રૂપનો કાળ **આજ્ઞાર્થ** ભવિષ્ય કહેવાય. જેમ, તેણે **વાંચવું.**

---

## પાઠ ૨૧. સંયુક્ત ક્રિયાપદ.

**સંયુક્ત ક્રિયાપદ:**—જ્યારે બે ક્રિયાપદો સાથે આવી તેમના મળી જવાથી જુદી જુદી ક્રિયાનો અર્થ જતો રહી એક નવો સંયુક્ત ક્રિયાનો અર્થ દેખાડે તો તે સંયુક્ત ક્રિયાપદ કહે છે. જેમ, 'લખી

ચૂક્યો' એમા 'લખી' ક્રિયાપદ લખવાનો, અને 'ચૂક્યો' ક્રિયાપદ ભૂલવાનો અર્થ દેખાડે છે; પણ 'લખી ચૂક્યો' ક્રિયાપદ લખવાની ક્રિયા પૂર્ણ થઇ છે એવો અર્થ દેખાડે છે, 'દોડયા કર' ક્રિયાપદ દોડવાની ક્રિયાનું જારીપણું બતાવે છે, 'બોલી દે' ક્રિયાપદ એકદમ બોલ એવો અર્થ દેખાડે છે; માટે તે સંયુક્ત ક્રિયાપદ છે. પરંતુ તેઓ ત્યા 'જઇ વસ્યા' એમા 'જઇ વસ્યા' સંયુક્ત ક્રિયાપદ નથી કેમકે તેનો અર્થ 'ગયા' અને 'વસ્યા' એવો છે.

**ધોઇ નાખ** ( ધોવાનું કામ ત્વરાથી પૂરૂ કરીને છૂટો થા ); **મારી કાઢ** ( મારવાનું કામ ત્વરાથી પૂરૂં કર ); **લખી દે** (લખવાનું કામ કરી આપીને તારી ફરજમાથી છૂટો થા ); **બેસી જા** (બેસવાનું કામ ત્વરાથી કર ); **ખાઈ લે** (ખાવાનું કામ ત્વરાથી કર); **થવા આવ્યું** (થવાના કામની તૈયારી છે); **ચાલતો થા** (ચાલવાનું કામ ઝટ શરૂ કરી દે); **લખ્યાં કર** (લખવાની ક્રિયા ચાલુ રાખ); **થઈ પડયું** (થવાનું કામ એકાએક ઓચિંતુ થવાનો અર્થ છે); **મારી પાડ** ( મારવાનું કામ એકાએક ઓચિંતું કર ); **કળી શકયો** ( કળવાને શક્તિમાન થયો. 'શક' ધાતુ ગદ્યમાં હંમેશા સાહાય્યકાયક તરીકેજ વપરાય છે). આ બધાં સંયુક્ત ક્રિયાપદ છે.

સંયુકત ક્રિયાપદમાં પાછળ આવનાર ક્રિયાપદનો મૂળનો અર્થ જતો રહી તે, પહેલા ક્રિયાપદના અર્થમા **ત્વરા વગેરેનો** વધારે કરે છે.

સંયુકત ક્રિયાપદમા પહેલું ક્રિયાપદ સંબંધક ભૂતકૃદંત, પ્રથમ ભૂતકૃદંત, વર્ત્તમાનકૃદંત, કે સામાન્યકૃદંત હોય છે. આમાં સંબંધક-ભૂતકૃદંત 'ઈ' પ્રત્યયવાળાં રૂપ ઘણાં વપરાય છે.



## પાઠ ૨૨. પ્રયોગ.

**હું આવું છું**, તમે **આવો છો**, તે **આવે છે**, છોકરો **આવ્યો**, તું **આવીશ**, એમાંનાં ક્રિયાપદો પરથી આવનારનો અર્થ સમજાય છે; માટે ક્રિયાપદનો વાપર કર્ત્તાના અર્થમા થએલો છે. 'આવુંછું' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'હું' પહેલા પુરુષ એકવચનમા છે, 'આવો છો' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'તમે' બીજા પુરુષ બહુવચનમાં છે, 'આવે છે' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'તે' ત્રીજા પુરુષ એકવચનમા છે, 'આવ્યો' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'છોકરો' નરજાતિ એકવચનમાં છે, 'આવીશ' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'તું' બીજા પુરુષ એકવચનમાં છે.

હું ચોપડી **લખું છું**, તેઓ ચોપડી **લખશે**, છોકરો ચોપડી **લખતો**, આ વાક્યોમાં 'લખું છું,' 'લખશે' ને 'લખતો' ક્રિયાપદનો વાપર કર્ત્તાના અર્થમાં થએલો છે. 'લખું છું' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'હું' પહેલા પુરુષ એકવચનમા છે, 'લખશે' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'તેઓ' ત્રીજા પુરુષ બહુવચનમાં છે, 'લખતો' ક્રિયાપદ ને તેનો કર્ત્તા 'છોકરો' નરજાતિ એકવચનમાં છે.

ઉપર પ્રમાણે કર્ત્તાનું ભાન કરાવવા ક્રિયાપદનું રૂપ વપરાય ત્યારે ક્રિયાપદનો **પ્રયોગ કર્ત્તરિ** કહેવાય છે. પ્રયોગ=વપરાશ, ને કર્ત્તરિ= કર્ત્તાના અર્થમાં.

**ક્રિયાપદના રૂપ પરથી કર્ત્તા સમજાતો હોય ત્યારે ક્રિયાપદનો પ્રયોગ કર્ત્તરિ કહેવાય છે.**

**કર્ત્તરિપ્રયોગ ક્યારે થાય તે** વિષેઃ—અકર્મક કે સકર્મક ક્રિયાપદમાં કર્ત્તા **નામાર્થે પહેલી વિભક્તિમાં** હોય છે, ત્યારે ક્રિયાપદ કર્ત્તરિપ્રયોગમાં આવે છે. જેમ, **તે** જાય છે, **હું** પાઠ વાંચું છું, **તું** યશ મેળવીશ, **હું** દાખલા લખાવું છું, વગેરે.

છોકરીએ પાઠ **વાંચ્યો,** છોકરીથી પાઠ **વંચાયો;** તેણે કાગળ **લખ્યો,** તેનાથી કાગળ **લખાયો;** મેં પુસ્તક **લખ્યું,** મારાથી પુસ્તક **લખાયું;** રાજાએ દાન **આપવું;** મારાથી કામ **કરાશે,** અહીં વપરાએલા બધાં ક્રિયાપદોના રૂપો પરથી કર્મ સમજાય છે; માટે ક્રિયાપદોનો પ્રયોગ કર્મણિ કહેવાય.

**ક્રિયાપદના રૂપ પરથી કર્મ સમજાય, ત્યારે ક્રિયાપદનો પ્રયોગ કર્મણિ ( કર્મના અર્થમાં ) કહેવાય.**

**કર્મણિ પ્રયોગ કયારે થાય તે વિષે:**—સકર્મક ક્રિયાપદમા કર્તા **ત્રીજી કે પાંચમી વિભક્તિમાં** હોય છે, ત્યારે ક્રિયાપદ કર્મણિ પ્રયોગમા આવે છે. જેમ, **તેણે** સ્લેટ ફોડી, **મેં** દાખલા લખાવ્યા, **મારાથી** વાત કરાય, **તેનાથી** વાત કરાઇ,* **તેનાથી** વાત કરાશે, **મારાથી** કામ કરાવાયું, **તેનાથી** દવા પીવાઈ, વગેરે. આ વાકયોમા કર્મ **નામાર્થે પહેલી** વિભક્તિમા આવે છે, કેમકે એ કર્મ, ક્રિયાથી કહેવાયલું હોય છે.

ગંગાએ **મગનને** બોલાવ્યો, ભગુએ **ગંગાને** હસાવી, મેં **ચોરને** માર્યો. આ વાકયોમા ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં હોવા છતા કર્મ 'મગનને,' 'ગંગાને' અને 'ચોરને' બીજી વિભક્તિનો 'ને' પ્રત્યય લાગેલો છે માટે તેવે પ્રસંગે કર્મની **બીજી વિભક્તિ** લેવરાવવી.

---

* 'તારાથી વાત કરાઇ' ને બદલે તારાથી વાત બની (થઇ) કોઇક પ્રસંગે વપરાય છે, તેવે ઠેકાણે 'બની,' 'થઈ' અકર્મક ક્રિયાપદ છે, માટે 'વાત' કર્તા લેઇ 'તારાથી' ની કરણાર્થે પાંચમી વિભક્તિ લેવરાવવી. કેટલીક વખત 'મારાથી પાઠ કરાય છે' ને બદલે 'મારાથી પાઠ કરવામા આવે છે' (બધાં કર્મણિવાચ્ય ક્રિયાપદો એમ વાપરી શકાય લવાયું=લાવવામાં આવ્યું) વપરાય છે. એવે પ્રસંગે 'કરવામાં આવે છે' 'કરાય છે' જેવું ગણી પદચ્છેદ કરવું.

છોકરાએ ત્યાં **આવવું**, લખીએ ત્યાં **જવું**, છોકરાથી **અવાય** છે. મારાથી **જવાશે**, તેનાથી **દોડાયું**, આ બધાં ક્રિયાપદના રૂપો પરથી કર્ત્તા કે કર્મનો અર્થ સમજાતો નથી, માત્ર ક્રિયાનો અર્થ સમજાય છે. આવવું=આવવાનું કરવું, અવાય છે=આવવાનું થાય છે, દોડાયું=દોડવાનું થયુ. આવે પ્રસંગે ક્રિયાપદનો પ્રયોગ ભાવે (ભાવક્રિયાના અર્થમા) કહેવાય. ક્રિયાનો ભાવ ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, એકવચનમા હોય છે.

**ક્રિયાપદના રૂપ પરથી કર્ત્તા કે કર્મ ન સમજાય, માત્ર ક્રિયાજ સમજાય, ત્યારે ક્રિયાપદનો પ્રયોગ ભાવે (ભાવક્રિયાના અર્થમાં) કહેવાય.**

**ભાવે પ્રયોગ ક્યારે થાય તે વિષેઃ**—અકર્મક ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી કે પાચમી વિભક્તિમાં હોય છે, ત્યારે ક્રિયાપદ ભાવે પ્રયોગમા આવે છે. **છોકરે** જવુ, **છોકરાથી** જવાય છે.

---

## પાઠ ૨૩. ક્રિયાનાથ.

**ક્રિયાનાથ**:—ક્રિયાપદના જાતિવચન કે પુરુષવચન જે શબ્દ પ્રમાણે બદલાય છે તેનું નામ ક્રિયાનાથ. જેમ, **છોકરો** આવ્યો, **છોકરી** આવી, **છોકરૂં** આવ્યું, **છોકરા** આવ્યા, **છોકરાં** આવ્યાં. આમાં 'આવ્યો,' 'આવી,' 'આવ્યું,' 'આવ્યા,' અને 'આવ્યા' ક્રિયાપદનો ક્રિયાનાથ અનુક્રમે 'છોકરો,' 'છોકરી,' 'છોકરૂ,' 'છોકરા' ને 'છોકરાં' છે; કેમકે તેનાં જાતિવચન ક્રિયાપદને લાગેલા છે. **હું** જાઉ છું, **અમે** જઇએ છીએ, **તું** જાય છે, **તમે** જાઓ છો, **તે** જાય છે, **તેઓ** જાય છે. આમાં 'જાઉં છું,' 'જઇએ છીએ,' 'જાય છે,' 'જાઓ છો,'

'જાયછે' અને 'જાય છે' ક્રિયાપદનો ક્રિયાનાથ અનુક્રમે 'હું,' 'અમે,' 'તુ,' 'તમે,' 'તે,' અને 'તેઓ' છે; કેમકે તેના પુરુષવચન ક્રિયાપદને લાગેલાં છે.

**કર્ત્તા કર્મ એકજ જાતિવચનમાં હોય, ત્યારે ક્રિયાનાથ નક્કી કરવા વિષે:**—તે વખતે કર્ત્તા કર્મને બદલી જોવા, ને જેના પ્રમાણે ક્રિયાપદ ફરે તે ક્રિયાનાથ છે, એમ જાણવું. જેમ, છોકરો લાડુ જમતો. આ વાકયમાં કર્ત્તા ક્રિયાનાથ છે, કેમકે 'છોકરાને' બદલે 'છોકરી' મૂકીએ તો છોકરી લાડુ જમતી થાય.

જયારે નામ ક્રિયાનાથ હોય છે, ત્યારે ક્રિયાપદ ત્રીજા પુરુષમા જાય છે; કેમકે સઘળા નામ ત્રીજા પુરુષમાં છે. જેમ, **છોકરો** જાય છે. એમાં 'જાય છે' ત્રીજા પુરુષમા છે. એમા 'છોકરાને ઠેકાણે 'હું' મૂકીએ, તો 'જાઉં છું' થાય; માટે 'છોકરો' ક્રિયાનાથ છે.

**મનોયત્ન ૫.**

નીચેનાં વાકયોમાં **ક્રિયાપદોનો પ્રયોગ અને ક્રિયાનાથની વિભકિત** કારણ સાથે કહો.

૧. મગન દોડે છે—મગનથી દોડાય છે.
૨. હું ઝાડે ચઢયો—મારાથી ઝાડે ચઢાયું.
૩. તે આવશે—તેનાથી અવાશે.
૪. મગન પાઠ વાંચે છે—મગનથી પાઠ વંચાય છે.
૫. છોટુ દાખલો ગણે છે—છોટુથી દાખલો ગણાય છે.
૬. મગન રોટલી જમ્યો—મગનથી રોટલી જમાઇ.
૭. હું તેને બે બોલ બોલ્યો—મારાથી તેને બે બોલ બોલાયા.
૮. મેં દવા પીધી—મારાથી દવા પીવાઇ.
૯. ચંડાળે વેપારીને કપડું વેચ્યું—ચંડાળથી વેપારીને કપડું વેચાયું.
૧૦. તેણે મને પાણી પાયું—તેનાથી મને પાણી પવાયું
૧૧. તેં મને ગુણ કર્યો છે—તારાથી મને ગુણ કરાયો છે.
૧૨. મજૂરે ઝાડ પાડયું—મજૂરથી ઝાડ પડાયું

૧૩. છગને મનસુખને દાખલો શિખવ્યો—છગનથી મનસુખને દાખલો શિખવાયો.

૧૪. અમે આંક લખાવીએ છીએ—અમારાથી આંક લખાવાય છે.

૧૫. શિક્ષકે છોકરાને નવી ચોપડી મંડાવી—શિક્ષકથી છોકરાંને નવી ચોપડી મંડાવાઇ.

૧૬. તેણે ભીંત પડાવરાવી—તેનાથી ભીંત પડાવરાવાઇ.

**ટીપ:**—અકર્મક કર્તરિરચનાવાળાં વાકયોને ભાવે રચનામાં લાવવા માટે કર્ત્તા ત્રીજી અથવા પાંચમી વિભકિતમા ને ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ કરવો. જેમ, તે દોડે છે-તેનાથી દોડાય છે, તેણે દોડવું

સકર્મક કર્તરિરચનાવાળાં વાકયોને કર્મણિરચનામાં લાવવા માટે કર્ત્તા ત્રીજી અથવા પાંચમી વિભકિતમા ને કર્મ નામાર્થે પ્રથમા વિભકિતમાં લાવવું. જેમ, તે પાઠ વાચે છે—તેનાથી પાઠ વંચાય છે, તેણે પાઠ વાંચ્યો.

---

## પાઠ ૨૪. અપૂર્ણ ક્રિયાપદ.

**અપૂર્ણ ક્રિયાપદ**—જે ક્રિયાપદને બધા કાળ લાગતા નથી તે અપૂર્ણ ક્રિયાપદ કહેવાય છે. જેમ-છે, હો, જોઇએ, ઉભો.

'છ' ધાતુના રૂપો.

**વર્ત્તમાનકાળ.**

નર, નારી, નાન્યતરજાતિ.

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું છું. | અમે છીએ. |
| બીજો પુરુષ. | તું છે. | તમે છો. |
| ત્રીજો પુરુષ. | તે છે. | તેઓ છે. |

'છ' ધાતુનાં વર્ત્તમાનકાળ સિવાય બીજા કાળમા રૂપ થતા નથી, બીજા કાળોમાં 'છ' ને બદલે 'હો' ધાતુનાં રૂપ વપરાય છે.

## 'હો' મૂળ ધાતુનાં રૂપાખ્યાન.

### વર્તમાનકાળ.

**નિશ્ચયાર્થમાં** 'છ' મૂળ ધાતુનાં રૂપ વપરાય છે.

**સંકેતાર્થ.** ( જાતિભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | (જો) હું હોઉં. | (જો) અમે હોઇએ. |
| બીજો પુરુષ. | (જો) તું હોય, હોઉ. | (જો) તમે હો. |
| ત્રીજો પુરુષ. | (જો) તે હોય. | (જો) તેઓ હોય. |

**અથવા નિશ્ચયાર્થમાં.**

| | | |
|---|---|---|
| પે પુ. | હું હોઉં છું. | અમે હોઇએ છીએ. |
| બી. પુ. | તું હોય છે, હોઉં છું. | તમે હો છો. |
| ત્રી. પુ. | તે હોય છે. | તેઓ હોય છે. |

### ભૂતકાળ.

**નિશ્ચયાર્થ.** ( પુરુષભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| નરજાતિ. | હતો. | હતા. |
| નારીજાતિ. | હતી. | હતી. |
| નાન્યતરજાતિ. | હતુ. | હતા. |

**સંકેતાર્થઃ**—હોત. એ રૂપ બધે ઠેકાણે ચાલે છે.

### ભવિષ્યકાળ.

**નિશ્ચયાર્થ.** ( જાતિભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | હું હોઇશ. | અમે હોઇશું. |
| બીજો પુરુષ. | તું હશે, હઇશ, હોઇશ. | તમે હશો. |
| ત્રીજો પુરુષ. | તે હશે. | તેઓ હશે. |

**સંકેતાર્થ.** ( જાતિભેદ નથી. )

| | એકવચન. | બહુવચન. |
|---|---|---|
| પહેલો પુરુષ. | (જો) હું હોઇશ | (જો) અમે હોઇશું. |
| બીજો પુરુષ. | (જો) તું હશે, હઇશ, હોઇશ. | (જો) તમે હશો. |
| ત્રીજો પુરુષ. | (જો) તે હશે. | (જો) તેઓ હશે. |

**'જોઇએ' નાં રૂપ. ધાતુ જો.**

| | **નિશ્ચયાર્થ.** | **સંશયાર્થ-સંકેતાર્થ.** |
|---|---|---|
| વર્ત્તમાનકાળ. | જોઇએ. | જોઇએ. |
| ભૂતકાળ. | ... | જોત (જોઇઅત). |
| ભવિષ્યકાળ. | જોઇશે. | જોઇશે. |

**ઉભ** ધાતુનાં ફક્ત પ્રથમ ભૂતકાળમા ઉભો, ઉભી, ઉભું, ઉભા, ઉભાં અને દ્વિતીય ભૂતકાળમાં ઉભેલો, ઉભેલી, ઉભેલું, ઉભેલા, ઉભેલાં એવા રૂપ થાય છે. બીજા કાળમાં એના રૂપ થતાં નથી.

**ટીપઃ**—**'છ'** અને **'હો'** ધાતુના ક્રિયાપદ **મિશ્રકાળ** બનાવવાને કામ લાગે છે. એ સંબંધી વિવેચન છઠ્ઠા ધોરણમાં આવશે. આ ધોરણમા તો ક્રિયા ચાલતી છે, થઈ ગઇ છે, કે થવાની છે, એ પરથી ક્રિયાપદના કાળ કહેવરાવવા.

'પાડે છે' આ રૂપ ક્રિયા ચાલુ છે એમ બતાવે છે; માટે આ ક્રિયા **વર્ત્તમાનકાળ**ની કહેવાય.

'પાડયો હતો,' 'પાડેલો હતો,' 'પાડતો હતો,' એ રૂપો થઇ ગએલી ક્રિયા બતાવે છે, માટે આ ક્રિયા **ભૂતકાળ**ની કહેવાય.

'પાડવું છે', 'પાડવાનો છે', 'પાડનાર છે', એ રૂપો હવે પછી થવાની ક્રિયા બતાવે છે. માટે આ ક્રિયા **ભવિષ્યકાળની** કહેવાય.

---

## પાઠ ૨૫. ક્રિયાપદોનું પદચ્છેદ.

**શુદ્ધકાળના ક્રિયાપદના** પદચ્છેદમાં પ્રથમ કર્ત્તા, કર્મ (હોય તો), કહી ક્રિયાપદની જાત, પછી ધાતુ, કાળ, અર્થ, **ક્રિયાનાથ** કહી તેના પુરુષ, જાતિ, વચન, અને છેવટે પ્રયોગ કહેવો.

ઉદાહરણ—

૧. તે છોકરો ગામ જાય.

**'જાય'**:—કર્તા 'તે છોકરો,' કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'જા' ધાતુ, વર્તમાનકાળ, આજ્ઞાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તે છોકરો', ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન; અકર્મક કર્ત્તરિપ્રયોગ.

૨. તે ત્યા છે.

**'છે'**:—કર્ત્તા 'તે', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'છ' ધાતુ, વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તે', ત્રીજો પુરુષ, એકવચન, અકર્મક કર્ત્તરિપ્રયોગ.

૩. લલ્લુ નકશો ચીતર.

**'ચીતર'**:—કર્ત્તા 'તુ' (અધ્યાહાર), કર્મ 'નકશો' માટે સકર્મક ક્રિયાપદ, 'ચીતર' ધાતુ, વર્ત્તમાનકાળ, આજ્ઞાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તું' બીજો પુરૂપ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

૪. માવજીએ બાવળ પાડયો.

**'પાડયો'**:—કર્ત્તા 'માવજીએ,' કર્મ 'બાવળ' માટે સકર્મક ક્રિયાપદ, પડ મૂળધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'બાવળ', ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૫. લલ્લુએ લખીને પૂછાવ્યું.

**'પૂછાવ્યુ'**:—કર્ત્તા 'લલ્લુએ', કર્મ 'પૂછવાનુ' (આગલુ વાકય) માટે સકર્મક ક્રિયાપદ, 'પૂછ' મૂળ ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ,

ક્રિયાનાથ કર્મ 'પૂછવાનું', ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૬. ભગુ ચાર આંક શીખ્યો.

**'શીખ્યો'**:—કર્તા 'ભગુ,' કર્મ 'આંક,' માટે સકર્મક ક્રિયાપદ, 'શીખ' ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્તા 'ભગુ,' ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્તરિપ્રયોગ.

૭. મારાથી બેસાયું.

**'બેસાયું'**:—કર્તા 'મારાથી', કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, બેસ ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

૮. છોકરાંએ હંમેશા નિશાળે આવવું.

**'આવવું'**:—કર્તા 'છોકરાંએ,' કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, 'આવ' ધાતુ, આજ્ઞાર્થ ભવિષ્યકાળ, વિધ્યર્થ, ક્રિયાનાથ ભાવ, ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન; ભાવે પ્રયોગ.

૯. તેનાથી આ હિસાબ નહિ ગણાય.

**'ગણાય'**:—કર્તા 'તેનાથી,' કર્મ 'હિસાબ,' માટે સકર્મક ક્રિયાપદ, ગણ ધાતુ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'હિસાબ,' ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૧૦. મેં ત્રણ દાખલા ગણાવરાવ્યા.

**'ગણાવરાવ્યા:'**—કર્તા 'મેં', કર્મ 'દાખલા', માટે સકર્મક ક્રિયાપદ, 'ગણ' મૂળધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'દાખલા,' ત્રીજો પુરુષ, નરજાતિ, બહુવચન, કર્મણિપ્રયોગ.

૧૧. તમે મને રજા આપો.

**'આપો'**:—કર્ત્તા 'તમે,' કર્મ 'રજા,' માટે સકર્મક ક્રિયાપદ, 'આપ' ધાતુ, વર્ત્તમાનકાળ, આજ્ઞાર્થ (અરજ), ક્રિયાનાથ કર્ત્તા 'તમે', બીજો પુરુષ, બહુવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

૧૨. જ્યારે તમે આવશો ત્યારે હું જઇશ.

**'આવશો'**:—કર્ત્તા 'તમે', કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, 'આવ' ધાતુ, ભવિષ્યકાળ, સંકેતાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તમે,' બીજો પુરુષ, બહુવચન, અકર્મક કર્ત્તરિપ્રયોગ.

૧૩. બિલાડીએ ઉંદર પકડી પાડયો.

**'પકડી પાડયો'**:—કર્ત્તા 'બિલાડીએ', કર્મ 'ઉંદર', માટે સકર્મક ક્રિયાપદ, 'પકડ' અને 'પાડ' ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થે, ક્રિયાનાથ કર્મ 'ઉંદર,' ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

૧૪. તે આ ઘર વેચનાર છે.

**'વેચનાર છે:'**—કર્ત્તા 'તે', કર્મ 'આ ઘર', માટે સકર્મક ક્રિયાપદ, 'વેચ' ધાતુ, ભવિષ્યકાળ, નિશ્ચયાર્થે, ક્રિયાનાથ કર્ત્તા 'તે', ત્રીજો પુરુષ, એકવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

---

## પાઠ ૨૬. નામયોગી અવ્યય.

૧. છોકરો ઝાડ પર ચડયો.

૨. સોમવતી અમાસે હિંદુ સ્ત્રીઓ પીપળાની આસપાસ ફેરા ફરે છે.

૩. ગંગા ઘર તરફ ગઇ.

૪. ભગુ મારી અગાઉ આવ્યો.

૫. લલ્લુ ભગુની પાછળ પડી ગયો.

૬. હું તેને વાસ્તે અમદાવાદ ગયો.

પહેલા વાક્યમાં 'ઝાડ પર' શબ્દસમૂહ ચડવાની ક્રિયાનું **સ્થળ** બતાવે છે, બીજા વાક્યમાં 'પીપળાની આસપાસ' એ શબ્દસમૂહ ફરવાની ક્રિયાનું **સ્થળ** બતાવે છે, ત્રીજા વાક્યમાં 'ઘર તરફ' શબ્દસમૂહ જવાની ક્રિયાની **દિશા** બતાવે છે, ચોથા વાક્યમા 'મારી અગાઉ' આવવાની ક્રિયાનો **વખત** બતાવે છે, પાચમા વાક્યમા 'ભગુની પાછળ' શબ્દસમૂહ પડી જવાની ક્રિયાનો **વખત** બતાવે છે, છટ્ઠા વાક્યમાં 'તેને વાસ્તે' શબ્દસમૂહ જવાની ક્રિયાના અર્થમાં વધારો કરે છે, માટે વાક્યપૃથક્કરણમાં **વિધેયવર્ધકના** ખાનામાં આવે છે.

વરઘોડો દહેરા પાસે છે, ગાંસડી માથા ઉપર છે, આ વાક્યોમાં 'દહેરા પાસે,' અને 'માથા ઉપર' શબ્દસમૂહો અપૂર્ણ વિધેયવાચક ક્રિયાપદોનું **સ્થળ** બતાવે છે, માટે તે વાક્યપૃથક્કરણમા વિધેયવર્ધકના ખાનામાં ન આવે, પણ **ક્રિયાપૂરકના** ખાનામાં આવે.

આ બધા શબ્દ સમૂહોમાં 'પર', 'આસપાસ,' 'તરફ,' 'અગાઉ,' 'પાછળ,' 'વાસ્તે,' 'પાસે,' 'ઉપર' શબ્દ અવ્યયો છે, ને તે 'ઝાડ,' 'પીપળાની,' 'ઘર,' 'મારી,' 'ભગુની,' 'તેને,' 'દહેરા' અને 'માથા' શબ્દની સાથે જોડાએલા છે. આ શબ્દો નામ અથવા સર્વનામ છે, વખતે નામના અર્થમા વપરાતા બીજા શબ્દો હોય છે. આવા અવ્યયો **નામની** સાથે જોડાય છે, માટે તેમને **નામયોગી** અવ્યય કહે છે.

**જે અવ્યયો નામની સાથે જોડાએલા હોય છે, તેને નામયોગી અવ્યય કહે છે.**

ઉપરનાં વાક્યો તપાસવાથી માલૂમ પડશે કે નામયોગી અવ્યય જે નામ સાથે જોડાએલા હોય છે તે નામને **ના, ની, ને** પ્રત્યય લાગેલા હોય છે, અથવા તેનો અધ્યાહાર હોય છે.

**જેની પહેલાં 'ના' આવે એવાઃ**—કરતાં, વડે, વિના, વિણ, વણ, સિવાય, વગર, સહિત, સમેત, સોત, સુદ્ધાં, સંબંધી, સુધી, ઉપર, વગેરે.

**જેની પહેલાં 'ની' આવે એવા**—અગાઉ, અગાડી, આગળ, આસપાસ, આરપાર, કને, તળે, નીચે, પાછળ, સામે, સાથે, માંહે, મોઝાર, પહેલા, વતી, વતે, મારફતે, વગેરે.

**જેની પહેલાં 'ને' આવે એવા**—અર્થે, કાજે, કારણે, બદલે, સાટે, માટે, લીધે, વિષે, સારૂ.

**કરીને** નામયોગીની પહેલા નામ કે સર્વનામને ત્રીજી વિભક્તિનો **એ** પ્રત્યય આવે છે. જેમ, **છરીએ** કરીને, **તેણે** કરીને.

**પદચ્છેદને લગતી સૂચના**:—ઘણાખરા ઠેકાણું ને વખત બતાવનાર નામયોગી અવ્યય ક્રિયાવિશેષણ અવ્યય તરીકે વપરાય છે; માટે જ્યારે તે અવ્યયો નામની સાથે આવેલા હોય ત્યા તેનું પદચ્છેદ નામયોગી અવ્યય કરવું, અને નામની સાથે ન આવતા એકલા છૂટા વપરાઈ વખત કે ઠેકાણું બતાવે ત્યાં ક્રિયાવિશેષણ અવ્યય કહેવાય.

| **નામયોગી અવ્યય.** | **ક્રિયાવિશેષણ અવ્યય.** |
|---|---|
| શહેરની **પાસે** એક સરોવર છે. | ઘોડો **પાસે** ચરતો હતો. |
| તે કમાડ **પાછળ** સંતાયો હતો. (કમાડની પાછળ) | તમારે **પાછળ** ચાલવું જોઇએ. |
| શહેરની **ચોમેર** કોટ છે. | માણસ **ચોમેર** ઉભાં છે. |
| તે વર્ગમા મારી **નીચે** બેઠો. | તે **નીચે** બેઠો. |
| પેટીની **અંદર** ઘરેણું છે. | તે **અંદર** છે. |
| મકાનની **અંદર** વસ્તી નથી. | મકાન **અંદરથી** સાફ હતુ. |
| વર્ગમા તે મારી **ઉપર** છે. | તે **ઉપર** છે. |
| તે થોડા દિવસ **પછી** આવ્યો. (દિવસની પછી) | તે **પછી** આવ્યો. |

તે ૫ા કલાક **પહેલાં** આવ્યો. (કલાકની પહેલાં)
મેં તેને **પહેલાં** એકવાર જોયો હતો.
ઔરંગઝેબની **પૂર્વે** અકબર થઇ ગયો. તે **પૂર્વે** જાગ્યો.

નામયોગી અવ્યય ક્રિયાવિશેષણ અવ્યયની સાથે આવે, ત્યા તે બંનેનું ભેગું પદચ્છેદ ક્રિયાવિશેષણ અવ્યય કરવું. જેમ, ત્યાઆગળ, હવેપછી, ત્યાંલગણ, અત્યારસુધી, ત્યાંસુધી, વગેરે.

---

## પાઠ ૨૭. ઉભયાન્વયી અવ્યય.

૧. મગન નિશાળેથી આવ્યો **અને** તે આંક લખવા બેઠો.
૨. શાસ્ત્રમાં કહેલું છે **કે** જુઠું બોલવામાં બહુ પાપ છે.
૩. છગન મને રમાડે છે **કેમકે** હું તેને રમાડું છું.
૪. લલ્લુ નિશાળે મોડો આવ્યો **માટે** મહેતાજીએ તેને શિક્ષા કરી.
૫. તમે પરીક્ષામાં પાસ થશો **તો** ઇનામ મળશે.
૬. છગન આવ્યો **પણ** મગન ન આવ્યો.
૭. છગન **યા** મગન આવે.
૮. વર **અને** કન્યાનું સુશોભિત જોડું છે.
૯. બે **ને** બે મળી ચાર થાય.

પહેલા વાક્યમા 'મગન નિશાળેથી આવ્યો' ને 'તે આંક લખવા બેઠો' એ બે વાક્યો **અને** અવ્યયથી જોડાએલાં છે. તેજ પ્રમાણે ૨, ૩, ૪, ૫, ૬ ઠું વાક્ય **કે**, **કેમકે**, **માટે**, **તો** અને **પણ** અવ્યયથી જોડાએલા છે. સાતમા વાક્યમા **યા** અવ્યય 'છગન' અને 'મગન' શબ્દને જોડે છે, પણ ખરી રીતે જોતાં તે બે વાક્યને જોડે

છે; કેમકે છગન યા મગન આવે તે વાકય છગન આવે યા મગન આવે, આ બે વાક્ય સંકોચાવાથી થએલું છે. આઠમા અને નવમા વાકયમાં **અને** તથા **ને** અવ્યય **બે શબ્દનેજ** જોડે છે.

**જે અવ્યય બે વાકય કે બે શબ્દને જોડે છે, તેને ઉભયાન્વયી** (ઉભય=બે (વાકય કે શબ્દ)+અન્વયી=જોડનાર) **અવ્યય** કહે છે. નીચે ઉભયાન્વયી અવ્યયના દાખલા આપ્યા છે.

અને, ને, તથા; કે, જે, વળી, વળતી, હવે, હવેપછી; કાકે, કેમકે, કારણ કે; માટે, એટલે, તેથી; જો–તો, જ્યારે–ત્યારે, નહિતો, નીકર; પર, પરન્તુ, સામુ, ઉલટુ, તથાપિ, તોપણ; કિંવા, વા, અથવા, અગર, યાતો; વગેરે.

**પદચ્છેદને લગતી સૂચના—પણ** અને **તો** એ વાકયને જોડવાનું કામ ન કરતાં વાકયની અંદર આવી કોઇ શબ્દની સાથે સંબંધ રાખે, ત્યા તેનું પદચ્છેદ **ક્રિ. વિ. અવ્યય** કરવું, કેમકે આ શબ્દો હરકોઇ શબ્દ સાથે વપરાય છે તોપણ તેનો સંબંધ ક્રિયાપદ સાથે પણ છે. જેમ, હુ **પણ** આવીશ ( આવનાર બીજા છે તેની સાથે હું પણ છું), તમે **તો** આવજો, **એ, જ, માત્ર, ફક્ત, વળી** એ એવોજ અવ્યય છે. ઉદાહરણ—**હું એ** આવીશ, તે મારી **જ** છત્રી છે, **માત્ર** પાણી ચોકખું છે, હું **ફકત** દૂધ પીને રહુ છું, **વળી** વધારે ખાઇશ, આ અવ્યયો જે શબ્દને લાગેલા હોય, તે શબ્દના અર્થમા વધારો કરે છે, માટે વાકયપૃથક્કરણમાં તે શબ્દ સાથે જાય; પણ ઉભયાન્વયી અવ્યય વાકયમાં કોઇ શબ્દ સાથે સંબંધ ન રાખતા; બે વિચારને જોડી અલગ રહે છે, માટે વાકયપૃથક્કરણમાં **તેમને મૂકી** દેવા.

કેટલાક અવ્યય ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયી અવ્યય તરીકે વપરાય છે, માટે હંમેશાં કોઇ અવ્યય શું કામ કરે

છે, તે પરથી તેની જાત નક્કી કરવી. ક્રિયાપદનો ગુણ બતાવે તો ક્રિયાવિશેષણ, નામ સાથે જોડાએલો હોય તો નામયોગી, અને વાક્યોને જોડે તો ઉભયાન્વયી અવ્યય કહેવો. ઉદાહરણ—તું **પછી** આવજે ( ક્રિયાવિશેષણ અવ્યય ), તુ તેના **પછી** આવજે ( નામયોગી અવ્યય ), તે ગયો **પછી** આ બનાવ બન્યો ( ઉભયાન્વયી અવ્યય ), તેણે આ કામ **પહેલાં** કર્યું ( ક્રિ. વિ. અ. ), તેના મિત્રો આવ્યા **પહેલાં** તેણે પોતાનું ઘર સાફ કરાવ્યું ( ઉભયાન્વયી અવ્યય ).

---

## પાઠ ૨૮. કેવળપ્રયોગી અવ્યય.

અત્યારસુધી આપણે જે શબ્દોનો વિચાર ચલાવ્યો, તે વાક્યમા એક બીજા સાથે સંબંધ રાખે છે; પણ કેટલાક શબ્દો એવા છે, કે તે વાક્યમા કોઇ પણ શબ્દ સાથે સંબંધ રાખતા નથી; મનમા એકાએક હરખ થઇ જવાથી; દુઃખ લાગી આવવાથી, ગભરાટ થઇ જવાથી, નવાઇ લાગવાથી, તિરસ્કાર આવવાથી, કે બીજા કોઇ મનોવિકારથી બોલી દેવાય છે. જેમકે:—

૧. આહા ! શું સુદર પક્ષી હતું ? (આશ્ચર્ય).
૨. અરે ! સીતા દેવીને શું થયું ? (દુઃખ).
૩. હાયહાય ! લોક ખાતર રામે તજ્યાં. (દુઃખ).
૪. ઓહો ! શું એનું રૂપ છે ! (આશ્ચર્ય).
૫. અધધધ ! આવડો મોટો નાગ ! (આશ્ચર્ય).
૬. બાપરે ! હવે આપણાથી ઘરમા કેમ જવાશે ? (દુઃખ).

આ વાક્યોમાં 'આહા,' 'અરે,' 'હાયહાય,' 'ઓહો,' 'અધધધ,' 'બાપરે' શબ્દો છૂટા વપરાએલા છે, અને તે અવ્યયની જાતના છે; માટે તેને **કેવળપ્રયોગી અવ્યય** કહે છે. આ અવ્યયને વાક્યપૃથક્કરણમાં પડતા મૂકવા.

**મનમાં હરખ, શોક, ગભરાટ, નવાઇ, તિરસ્કાર, વગેરે ઉપજ્યાથી જે બોલ છૂટા બોલાય છે, તેમને કેવળપ્રયોગી અવ્યય કહે છે.** જેમકે—

૧. **હર્ષવાચકઃ**—વાહ, વાહવા, શાબાશ, હાશ, હાશાશ.

૨. **દુઃખવાચકઃ**—અરે, રે, અરેરે, ઓરે, શિવશિવ, હાયહાયરે, અરે રામ, ઓ બાપરે, ઓ મારે.

૩. **આશ્ચર્યવાચકઃ**—અહો, ઓહો, અહાહા, અધધધ.

૪. **ધિક્કારવાચકઃ**—છીછી, થૂથૂ, ધિક્, ધિક્ધિક્, છટ, છિટ, ફટ, ફટફટ, હટ.

૫. **ક્રોધવાચકઃ**—ચૂપ, ચપ.

૬. **વિનયવાચકઃ**—જી, સાહેબ, જીસાહેબ, મહારાજ.

૭. **સંબોધનવાચકઃ**—હે, એ, ઓ, અરેઓ, અલ્યા.

૮. **કલ્યાણવાચકઃ**—સ્વસ્તિ, કલ્યાણ, જયજય, અસ્તુ.

કોઈવાર શોક, દુઃખ આદિ મનોવિકાર થઇ આવવાથી નામ, ક્રિયાપદ વગેરે પણ એવી જ રીતે બોલાઈ જાય છે. જેમકે—

**નામઃ**—રામરામ, શિવશિવ, હરિહરિ, બાપરે, ભાઇરે, અરેબાપ, અરેરામ, નસીબ, કપાળ, કિસ્મત, ભોગ, મો'કાણ.

**વિશેષણઃ**—શું, બેશ, ઠીક, ખબરદાર, બેવકૂફ, ભલે.

**ક્રિયાપદઃ**—જો, જોજે, જાણ્યું, છો રહ્યું, સમજ, રો, મેર.

---

## પાઠ ૨૯. વાક્યપૃથક્કરણ.

૧. **છઠ્ઠી વિભક્તિવાળાં નામ** વિશેષણની પેઠે વપરાય છે, માટે તે કર્ત્તા અને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઇ શકે. જેમ, **છોકરાની** સ્લેટ ફૂટી, **મારૂં** અંગરખું કાપ્યું, તેણે **મગનની** ચોપડી ખરીદી, ચીનાઓએ **છાપવાની** કળા શોધી.

૨. **છઠ્ઠી વિભક્તિવાળું નામ અને વિશેષણ** બંને સાથે કર્ત્તા અને ક્રિયાપૂરકનો વધારો થઈ શકે જેમ, **ગુજરાતના મોટા** રાજાએ **કાશીના વિદ્વાન્** બ્રાહ્મણોને તેડાવ્યા.

૩. કર્મણિરચનામાં દ્વિકર્મી ક્રિયાપદોનો કર્ત્તા જ્યારે પાંચમી વિભક્તિમા આવે છે, ત્યારે ગૌણકર્મ એમનું એમ કાયમ રહે છે, અને પ્રધાનકર્મ નામાર્થે પહેલી વિભક્તિમા આવે છે. જેમ, રાજાથી બ્રાહ્મણને દાન અપાય છે, મારાથી તેને વાત જણાવાઇ. આ વાક્યોમાં **'રાજાથી'** અને **'મારાથી'** કર્ત્તાર્થે પાંચમી વિભક્તિમાં અને **'દાન'** તથા **'વાત'** પ્રધાન કર્મ નામાર્થે પહેલી વિભક્તિમા છે.

૪. વાક્યમાં બહુધા ઉદ્દેશ્ય જ **કર્ત્તા** હોય છે, પણ કર્મણિરચનામા કર્ત્તા પાચમી વિભક્તિમાં હોય છે, ત્યારે **કર્મ** ઉદ્દેશ્ય થાય છે. સબબ વાક્યપૃથક્કરણમાં કર્ત્તાને બદલે ઉદ્દેશ્ય શબ્દ વાપરવો ઉચિત છે. જેમ, મારાથી કામ કરાયું. એમાં 'કામ' ઉદ્દેશ્યનેજ વાત થાય છે માટે **'કામ'** ઉદ્દેશ્ય છે, ને 'મારાથી કરાયું' વિધેયપક્ષ છે. પૃથક્કરણમા 'કરાયુ' ક્રિયાપદના ખાનામાં, ને 'મારાથી' વિધેયવર્ધકના ખાનામાં **કર્ત્તાર્થે** લેવાય. પદચ્છેદમાં 'મારાથી' કર્ત્તાર્થે પાચમી, 'કામ' નામાર્થે પહેલી, ને 'કરાયું' કર્મણિપ્રયોગમાં લેવાય. 'મારાથી દોડાયું' એ વાક્યમાં દોડવાની ક્રિયાનો **ભાવ** ઉદ્દેશ્ય છે, ને 'મારાથી' શબ્દને **કર્ત્તાર્થે** વિધેયવર્ધકમાં મૂકાય.

૫. **નામયોગી અવ્યય સાથેનાં નામ, સર્વનામ અને વિશેષણથી** વિધેયનો વધારો થાય છે. જેમ, **અકબર પછી** ઔરંગજેબ પાદશાહ થયો (કાળ), **તેની પાસે** બેસીશ (સ્થળ), તમે આ કામ **ગરીબને વાસ્તે** કરો (હેતુ).

૬. **કેવળપ્રયોગી અવ્યય** વાક્યમા કોઇ પણ શબ્દ સાથે સંબંધ રાખતા નથી, માટે વાક્યપૃથક્કરણમાં તેને પડતા મૂકવા.

## કેટલાંક વાક્યોનું પૃથક્કરણ નીચે કરી આપ્યું છે.

| વાક્ય. | ઉદ્દેશ્યપક્ષ. | | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|---|---|
| | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્ય-વર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
| | | | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ૧. બાપરે ! આ શું છે ? | આ | | છે | શું | |
| ૨. મારી માનું માથું દૂખતું હતું. | માથું | મારી માનું | દૂખતુ હતું | | |
| ૩. ગુજરાતના મોટા રાજાએ કાશીના વિદ્વાન્ બ્રાહ્મણોને તેડાવ્યા. | રાજાએ | ગુજરાતના મોટા | તેડાવ્યા | કાશીના વિદ્વાન્ બ્રાહ્મણોને | |
| ૪. રામલાલે જાડી કલમે અક્ષર લખ્યા. | રામલાલે | | લખ્યા | અક્ષર | જાડી કલમે (કરણ) |
| ૫. મારા બાપા કાશીથી બહુ પુસ્તકો લાવ્યા. | બાપા | મારા | લાવ્યા | બહુ પુસ્તકો | કાશીથી (સ્થળ) |
| ૬. આપણા ઘરોમા માખી હોય છે. | માખી | | હોય છે | આપણા ઘરોમાં | |
| ૭. ચંડાળથી વેપારીને કપડું વેચાયું. | કપડું | | વેચાયું | વેપારીને | ચંડાળથી (કર્તૃ-વાચક) |
| ૮. મારાથી બેસાય છે. | (બેસવાનું) | | બેસાય છે (થાય છે) | | મારાથી (કર્તૃવાચક) |
| ૯. તે ઝાડપરથી પડયો. | તે | | પડયો | | ઝાડપરથી (વિયોગ) |

## પાઠ ૩૦. પદચ્છેદ.

( શબ્દના પાચ વર્ગ તથા તેમના પ્રકારો. )

એજ જ્ઞાની વાલ્મિકીની પાસે બીજા મુનિઓ જ્ઞાન મેળવવાને માટે આવે છે, તો પછી તમારે આટલા લાંબા પ્રવાસનો શ્રમ કેમ વેઠવો પડયો ?

**એ**:—દર્શક વિશેષણ, વિશેષ્ય 'વાલ્મિકીની' માટે નરજાતિ, છટ્ઠીનુ બહુવચન.

**જ**:—ક્રિયાવિશેષણ અવ્યય. 'એ' ના અર્થમા વધારો કરે છે.

**જ્ઞાની**:—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'વાલ્મિકીની' માટે નરજાતિ, છટ્ઠીનું બહુવચન.

**વાલ્મિકીની**:—વિશેષ નામ, નરજાતિ, સંબંધાર્થે છટ્ઠીનું બહુ-વચન (માનાર્થે).

**પાસે**:—નામયોગી અવ્યય. 'વાલ્મિકીની' સાથે જોડાએલો.

**બીજા**:—અનિશ્ચિત સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'મુનિઓ' માટે નરજાતિ, પહેલીનુ બહુવચન.

**મુનિઓ**:—સામાન્ય નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું બહુવ-ચન. 'આવે છે' ક્રિયાપદનો કર્ત્તા.

**જ્ઞાન**:—ભાવવાચક નામ, નાન્યતરજાતિ, કર્માર્થે બીજીનું એક-વચન. 'મેળવવાને' કૃદંતનું કર્મ.

**મેળવવાને**:—સામાન્ય કૃદંત, 'મેળવ' ધાતુ, સકર્મક, 'જ્ઞાન' કર્મ.

**માટે**:—નામયોગી અવ્યય. 'મેળવવાને' સાથે જોડાએલો.

**આવે છે**:—કર્ત્તા 'મુનિઓ', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'આવ' ધાતુ, વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્તા 'મુનિઓ,' ત્રીજો પુરૂષ, નરજાતિ, બહુવચન, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

**તો**:—ઉભયાન્વયી અવ્યય.

**પછી**:—વેળા દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય. 'વેઠવો પડ્યો' ક્રિયાપદનો વખત. (ક્રિયાનો ક્રમ બતાવે છે.)

**તમારે**:—બીજો પુરુષ સર્વનામ, 'આત્રેયી' ને ઠેકાણે માટે નારીજાતિ, કર્ત્રર્થે ચોથીનું બહુવચન. 'વેઠવો પડ્યો' ક્રિયાપદનો કર્ત્તા.

**આટલા**:—ક્રિયાવિશેષણ, 'લાંબા' વિશેષણનું વિશેષણ.

**લાંબા**:—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'પ્રવાસનો' માટે નરજાતિ, છઠ્ઠીનું એકવચન.

**પ્રવાસનો**:—ભાવવાચક નામ, નરજાતિ, સંબંધાર્થે છઠ્ઠીનું એકવચન.

**શ્રમ**:—ભાવવાચક નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'વેઠવો પડ્યો' ક્રિયાપદનું કર્મ.

**કેમ**:—હેતુવાચક ક્રિયાવિશેષણ અવ્યય. 'વેઠવો પડ્યો' ક્રિયાપદનો હેતુ.

**વેઠવો પડ્યો**:—કર્ત્તા 'તમારે,' કર્મ 'શ્રમ' માટે સકર્મક ક્રિયાપદ, 'વેઠ' અને 'પડ' ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'શ્રમ,' નરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

હેં ! તેને આજે વ્યાધિ વધારે છે ?

**હેં**—કેવળપ્રયોગી અવ્યય.

**તેને**:—ત્રીજો પુરુષ સર્વનામ, તિરાહિત માણસને ઠેકાણે માટે સામાન્ય જાતિ, સંબંધાર્થે ચોથીનું એકવચન.

**આજે**:—વખત દેખાડનાર ક્રિયાવિશેષણ અવ્યય. 'છે' ક્રિયાપદનો વખત.

**વ્યાધિઃ**—સામાન્ય નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. ‘છે’ ક્રિયાપદનો કર્ત્તા.

**વધારેઃ**—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય ‘વ્યાધિ’ માટે નરજાતિ પહેલીનું એકવચન.

**છેઃ**—કર્ત્તા ‘વ્યાધિ,’ કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, ‘છ’ ધાતુ, વર્તમાન કાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા ‘વ્યાધિ,’ નરજાતિ, એકવચન, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

---

## પાઠ ૩૧. વાક્યમાં શબ્દરચના.

૧. વાક્યમાં પહેલો કર્ત્તા, પછી કર્મ હોય તો કર્મ ને છેલ્લે ક્રિયાપદ આવે છે. જેમ, ગાય ચરાડે છે, છોકરો ચોપડી વાંચે છે.

દાતણપાણી મેં કરેલું છે. આ વાક્યમાં કર્મ પહેલું આવેલું છે, તેનું કારણ એ કે ‘દાતણપાણી’ની સામા માણસ સાથે વાત ચાલે છે.

૨. **વિશેષણ:**—વિશેષણ પહેલું ને વિશેષ્ય પછી આવે છે. જેમ, **સારો** છોકરો વખતસર નિશાળે આવે છે.

કોઇના ગુણનું વર્ણન કરવું હોય, કે સ્થિતિ બતાવવી હોય, તો વિશેષણ, વિશેષ્યની પછી અને ક્રિયાપદની પહેલા આવે છે, એ વખતે તે **ક્રિયાપૂરક** બને છે. જેમ, ઇશ્વર **મહાકૃપાળુ** છે, છોકરો **માંદો** છે.

વિશેષણ, સર્વનામનો ગુણ બતાવે ત્યારે તો વિશેષણ સર્વનામની પછી જ આવે. જેમ, તે **ડાહ્યો** છે, તમે **સારા** થાઓ, આમાં ‘ડાહ્યો’ અને ‘સારા’ ક્રિયાપૂરક છે.

છટ્ઠી વિભક્તિવાળું નામ કે સર્વનામ, જેની સાથે સંબંધ રાખતુ હોય, તેની પહેલાં આવે છે. જેમ, **રાજાનો** કુંવર **પોતાના** પાઠ સારા કરે છે.

છટ્ઠી વિભક્તિવાળું નામ કે સર્વનામ, અને વિશેષણ બંને કોઇ નામની સાથે સંબંધ રાખે તો છટ્ઠી વિભક્તિવાળો શબ્દ પહેલો આવે છે. જેમ, **રાજાનો વડો** કુંવર **પોતાના સઘળા** પાઠ સારા કરે છે.

૩. **ક્રિયાવિશેષણ**:—ક્રિયાનુ ઠેકાણુ, વખત, રીત, હેતુ, વગેરે દેખાડનારા ક્રિયાવિશેષણો ક્રિયાપદની પહેલા આવે છે. જેમ, તે **આજે** જશે.

**નકારવાચક** શબ્દો કોઇ પ્રાંતમાં ક્રિયાપદની પહેલા, ને કોઇ પ્રાતમા ક્રિયાપદની પછી બોલાય છે. જેમ, **ન** કરતો, કરતો **નહિ**; **મા** કરીશ, કરીશ **મા.**

૪. **કૃદંત**:—કૃદંત ને ક્રિયાપદ જોડે આવે તો **હંમેશાં** કૃદંત પહેલું ને ક્રિયાપદ પછી આવે છે. જેમ, તે ચોપડી **લખતો** હતો. કૃદંતની સાથે **નિષેધાર્થ ક્રિયાપદ** આવે તો વખતે નિષેધાર્થ ક્રિયાપદ પહેલું ને કૃદંત પછી આવે છે. જેમ, તે નહોતો **જતો**, મેં નથી કર્યું.

૫. **પ્રશ્નાર્થ શબ્દો**:—**શું** અને **વારૂ** એ વાક્યના કોઈ પણ શબ્દની સાથે સંબંધ ન રાખે, ત્યારે વાક્યની પહેલા અગર છેલ્લે આવે છે. જેમ, **શું**? વાત એવી હોય? એવી વાત હોય **શું**? **વારૂ**! એમ કરવું જોઇએ? એમ કરવું જોઇએ **વારૂ**? એનું કારણ એ છે કે કેવળપ્રયોગી અવ્યય વાક્યની પહેલાં કે પછી આવે છે.

૬. **સંબોધન**:—કર્ત્તાની પહેલા, અથવા કર્મની પહેલાં કે વખતે પછી આવે છે. જેમ, **હે ઈશ્વર**, તું અમારાં પાપ ક્ષમા કર.

આપનાં અંગી માણુસોનો દોષ, **હે મહેરબાન સાહેબ**, આપની પાસે કોણ કાઢશે ?

૭. **કવિતામાં** શબ્દરચનાનો કાઇ મેળ નથી. કર્ત્તા પહેલો ને પછી ક્રિયાપદ એમ કંઇ કાયમ ગોઠવાતા નથી. ઉદા. ડોલે તરુવર ડાળીઓ, પવન ઝુલાવે પાન. પહેલા ચરણમા ક્રિયાપદ, કર્ત્તાની પહેલા છે, બીજામા કર્મ, ક્રિયાપદની પછી આવેલું છે.

---

## પાઠ ૩૨. સમાસ.

સુખદુઃખ=સુખ અને દુઃખ, દશબાર=દશ કે બાર, હિતાર્થે=હિતને અર્થે, અજબાળ=અજ (બકરી)નું બાળ, પરમેશ્વર=પરમ (મોટો)+ ઇશ્વર, પંચમહાલ=પાચ મહાલ, શ્વેતાબર=શ્વેત (સફેદ) છે અંબર (વસ્ત્ર) જેના તે, પ્રતિદિન=પ્રતિ (દર)+દિન (રોજ)—

એક શબ્દના ભાગ પડતા માહેથી બીજા પણ શબ્દો હાથ લાગે, ત્યારે તે શબ્દોનો **સમાસ** થએલો છે એમ કહેવાય છે. સમાસ થએલા શબ્દો **સામાસિક** શબ્દ કહેવાય છે.

સામાસિક શબ્દો જુદી જુદી રીતે છૂટા પાડી શકાય છે તે પરથી તેની જુદી જુદી જાતો થાય છે.

રાધાકૃષ્ણ=રાધા અને કૃષ્ણ.
રાજારાણી=રાજા અને રાણી.
દોરીલોટો =દોરી અને લોટો.
તનમનધન=તન, મન અને ધન.
પાણીબાણી=પાણી અને બાણી (પાણી જેવું બીજું કાઇ).
નિશદિન = રાત્રિ અને દિવસ.
બેત્રણ = બે કે ત્રણ.

(૧) સામાસિક શબ્દના ભાગ પાડતાં વચ્ચે **અને** અથવા **કે** ઉમેરવો પડે તે **દ્વંદ્વ** સમાસ કહેવાય છે. દ્વંદ્વ=જોડકું.

સ્વર્ગગત=સ્વર્ગને–સ્વર્ગને વિષે ગએલો. (દ્વિતીયા તત્પુરુષ).

દેવદત્ત=દેવે આપેલું. (તૃતીયા તત્પુરુષ).

ગોહિત=ગાયને માટે હિત. (ચતુર્થી તત્પુરુષ).

સ્થાનભ્રષ્ટ=સ્થાનથી ભ્રષ્ટ–પડેલું. (પંચમી તત્પુરુષ).

સેનાપતિ=લશ્કરનો ઉપરિ. (ષષ્ઠી તત્પુરુષ).

જગજાહેર=જગમાં જાહેર. (સપ્તમી તત્પુરુષ).

(૨) સામાસિક શબ્દના ભાગ પાડતાં વિભક્તિના પ્રત્યય ઉમેરવા પડે છે એવા સમાસને **તત્પુરુષ** સમાસ કહે છે. તત્પુરુષ સમાસમા પહેલી સિવાય હરકોઇ વિભક્તિનો અધ્યાહાર રહે છે તે પરથી તેની ૭ જાત ઠરે છે, તે ઉપર બતાવી છે.

**(अ)** મહારાજ્ય=મોટું રાજ્ય. ('મોટું' રાજ્યનું વિશેષણ છે).

મહાસાગર=મોટો દરિયો. ('મોટો' દરિયાનું વિશેષણ છે).

સુમતિ=સારી બુદ્ધિ. ('સારી' બુદ્ધિનું વિશેષણ છે).

**(आ)** પુકેસર=પુરૂપ કેસર. ('પુરૂપ' કેસરનુ વિશેષણ છે).

ભવકૂપ=ભવ (સંસાર)રૂપ કુવો. ('ભવરૂપ' કુવાનુ વિશેષણ છે).

કન્યારત્ન=કન્યારૂપ રત્ન. ('કન્યારૂપ' રત્નનું વિશેષણ છે).

મૃગલોચન=મૃગજેવા લોચન. ('મૃગજેવા' લોચનનુ વિશેષણ છે).

નરપશુ=પશુજેવો નર. (બીજું પદ વિશેષણ જેવું છે).

(૩) સામાસિક શબ્દના ભાગ પાડતા કાંઇ ઉમેરવું પડતું નથી એવા સમાસને **કર્મધારય** સમાસ કહે છે. એમા પહેલું પદ વિશેષણ અને બીજું પદ તેનો વિશેષ્ય હોય છે. જો પહેલું પદ નામ હોય તો તે વિશેષણના અર્થમાં વપરાએલું હોય છે.

ત્રિભુવન=ત્રણ ભુવનનો સમૂહ. (સ્વર્ગ, મૃત્યુ, પાતાળ).

ચતુર્વેદ=ચાર વેદનો સમૂહ. (ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ).

અઠવાડીઉં=આઠ વારનો સમૂહ.

(૪) આવા સમાસમાં પહેલું પદ સંખ્યાવાચક વિશેષણ છે, અને સમાસમા સમૂહનો અર્થ છે. તે દ્વિગુ સમાસ કહેવાય છે. આ સમાસ કર્મધારય સમાસનો પેટા ભાગ છે.

પીતાંબર (પીત=પીળું+અંબર=વસ્ત્ર)=પીળું વસ્ત્ર. એમાં 'પીળું' વસ્ત્રનું વિશેષણ છે એ અર્થમાં પીતાંબર કર્મધારય સમાસ છે. અને પીળું છે વસ્ત્ર જેનું–પીળાં વસ્ત્રવાળો; એ અર્થમાં 'પીતાંબર' વિષ્ણુનુ વિશેષણ છે.

વિશાળનેત્ર (વિશાળ=પહોળી+નેત્ર=આંખ)=પહોળી આંખ. એમાં 'પહોળી' આંખનું વિશેષણ છે એ અર્થમાં વિશાળનેત્ર કર્મધારય સમાસ છે; અને પહોળી છે આંખ જેની–પહોળી આંખવાળો; એ અર્થમાં 'વિશાળનેત્ર' પુરુષનું વિશેષણ છે.

કુમતિ (કુ=નઠારી+મતિ=બુદ્ધિ)=નઠારી બુદ્ધિ. એમા 'નઠારી' બુદ્ધિનું વિશેષણ છે એ અર્થમાં કુમતિ કર્મધારય સમાસ છે; અને નઠારી છે મતિ જેની–નઠારી બુદ્ધિવાળો; એ અર્થમા 'કુમતિ' પુરુષનું વિશેષણ છે.

મહાજ્ઞાની=વિશાળ છે જ્ઞાન જેનું એવો (પુરુષ).

એકદળ=એક છે દળ જેનું એવી (વનસ્પતિ).

ચંદ્રમુખી=મુખ છે ચંદ્ર જેવું જેને એવી (સ્ત્રી).

ચતુર્ભુજ=ચાર છે ભુજ જેના એવા (વિષ્ણુ).

સકર્મક=(સ=સાથે+કર્મ+ક પ્રત્યય એ ઘણીવાર બહુવ્રીહિ સમાસને છેડે આવે છે)=સાથે છે કર્મ જેમાં એવું (ક્રિયાપદ).

(૫) આવા સમાસોમાં પહેલું પદ બીજા પદનું વિશેષણ હોય છે, અને આખો સમાસ બીજા શબ્દનું વિશેષણ હોય છે. આવા સમાસને **બહુવ્રીહિ** સમાસ કહે છે. આ સમાસ સમજાવવાને 'જે'ની પહેલી સિવાયની હરકોઇ વિભક્તિ વાપરવી પડે છે.

યથાશક્તિ (યથા=પ્રમાણે+શક્તિ)=શક્તિ પ્રમાણે-યથા અવ્યય છે, શક્તિ નામ છે, યથાશક્તિ ક્રિ. વિ. અવ્યય છે. જેમ, તેણે 'યથાશક્તિ' દાન કર્યું.

યથાવિધિ=વિધિ પ્રમાણે. યથા અવ્યય છે, વિધિ નામ છે. યથાવિધિ ક્રિ. વિ. અવ્યય છે.

પ્રતિવર્ષ (પ્રતિ=દરેક+વર્ષ)=દરેક વર્ષે. પ્રતિ અવ્યય છે. વર્ષ નામ છે. પ્રતિવર્ષ ક્રિ. વિ. અવ્યય છે.

(૬) આવા સમાસમાં પહેલું પદ અવ્યય હોય છે, બીજું પદ નામ હોય છે, અને આખો સમાસ ક્રિયાવિશેષણ અવ્યય હોય, તેને **અવ્યયી ભાવ સમાસ** કહે છે.

દહીવડા=દહીંમા આથેલા વડા.
કામધેનુ=ઇચ્છા પૂરનારી ધેનુ.
ગોરજ=ગાયોથી ઊડતી ધૂળ.
કબીરપદ=કબીરના બનાવેલા પદ.

(૭) આવા સમાસને છોડતી વખતે પહેલા અને છેલ્લા પદની વચ્ચે બીજા શબ્દો ઉમેરવા પડે છે, તેથી તેને **મધ્યમ પદ લોપી સમાસ** કહે છે.

**મનોયત્ન ૬.**

નીચેના શબ્દોનો સમાસ કહો અને છોડો.

ઊઠબેસ, ગાદીતકીઓ, ઘેરેઘેર, છળકપટ, પાનસોપારી, એકત્રીસ, ભવા-

નીશંકર, રાઇમીઠું; સુખપ્રાપ્ત; બ્રહ્મદત્ત, હોપકૃત; ગૌગ્રાસ, બ્રાહ્મણાર્થે; નાતબહાર, પદભ્રષ્ટ, વ્યાઘ્રભય; પિતૃગૃહ, વર્ષગાંઠ; જળક્રીડા, સ્વર્ગવાસ, આકાશદીવો; મહાદેવ, ગુણવિશેષણ, ચિરંજીવી, પૂર્ણાંક, વર્તમાનકાળ, વર્તમાનપત્ર, ગેરહાજર, ઘનશ્યામ, કાળુંધોળું; ચોમાસું, પાંચશેરી, નવટાંક, ચોસઠકળા; મહાબાહુ, મહામતિ, હસમુખો, ત્રિનેત્ર, હરિણાક્ષી, અકર્મક, અરોગ, ત્રિરાશિ; દરમાસે; જળટૂકડી.

---

## પાઠ ૩૩. પ્રશ્નો.

૧. સામાન્ય નામ, વિશેષ નામ, અને ભાવવાચક નામ એટલે શું? તેના પાંચ પાંચ દાખલા આપો.

૨. જાતિ કેટલી છે? કઇ કઇ? તેને ઓળખવાની રીત શી?

૩. જાતિના સાધારણ પ્રત્યય કયા?

૪. કેટલાંક નરજાતિનાં નામને નારીજાતિમાં લાવવાના પ્રત્યય કયા? ને તેના દાખલા આપો.

૫. વચન કેટલાં છે? એકવચન ને બહુવચન કોને કહે છે? બહુવચનનો પ્રત્યય કયો?

૬. કઇ જાતનાં નામ એકવચનમાં રહે છે? ને તેના પાંચ પાચ દાખલા આપો.

૭. બહુવચનમાં રહેનાર કેટલાંક નામ આપો.

૮. વિભક્તિ એટલે શું? તે કેટલી છે? દરેક વિભક્તિના પ્રત્યય કયા?

૯. દરેક વિભક્તિનો મુખ્ય અર્થ કયો?

૧૦. પહેલી ને બીજી વિભક્તિ શી રીતે ઓળખવી?

૧૧. બીજી ને ચોથી વિભક્તિમાં શો તફાવત છે?

(બીજી વિભક્તિનો મુખ્ય અર્થ 'કર્મ' છે, ને ચોથી વિભક્તિનો મુખ્ય અર્થ સંપ્રદાન ને સંબંધ છે. 'ને' પ્રત્યયવાળું નામ 'માટે' ના અર્થમાં હોય તો **ચોથીજ** વિભક્તિ જાણવી.)

૧૨. '**ને**' તથા '**એ**' પ્રત્યય કઈ કઈ વિભક્તિમા આવે છે ને તે કેમ ઓળખાય?

૧૩. સર્વનામમા જાતિવચન શા પ્રમાણે કહેવાં?

૧૪. પુરુષવાચક સર્વનામ કયા? ક્યા કયા પુરુષમા વપરાય છે ને તે શા માટે?

૧૫. પ્રશ્નાર્થ, સ્વવાચક, દર્શક, અનિશ્ચિત, અને સંબંધી સર્વનામ એટલે શું? ને તેના દાખલા આપો.

૧૬. અમે, મારે, અમારે, આપણે, તમે, તારે, તમારે, તે, પોતે, કોને, કઈ કઇ વિભક્તિ ને વચનમા આવે છે ને કેમ ઓળખાય?

૧૭. ગુણવાચક અને સંખ્યાવાચક વિશેષણ કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૧૮. વિકારી અને અવિકારી વિશેષણ કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૧૯. વિધિપૂરક વિશેષણ કોને કહે છે? કયા કયા ક્રિયાપદોની સાથે વિધિપૂરક વિશેષણો આવે છે તે ગણાવો.

૨૦. વિશેષણ કઇ કઇ જાતના શબ્દના વિશેષણ થઈ શકે છે?

૨૧. વિશેષણનું પદચ્છેદ કયારે ક્રિયાવિશેષણ થાય?

૨૨. વિધિપૂરક વિશેષણ અને ક્રિયાવિશેષણમા શો ફેર છે તે સમજાવો.

૨૩. વિશેષણને વિભક્તિના પ્રત્યય ક્યારે લાગે ને ક્યારે ન લાગે?

૨૪. છઠ્ઠી વિભક્તિના પ્રત્યય ઘણા કેમ છે?

૨૫. ક્રિયાપદ કેટલી જાતના છે તેનાં નામ, ને તે ઓળખવાની રીત શી ?

૨૬. દ્વિકર્મક ક્રિયાપદ કોને કહે છે ? તેના પાંચ દાખલા આપો.

૨૭. પ્રધાન અને ગૌણકર્મ કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૨૮. ધાતુ એટલે શું ? તેને ઓળખવાની રીત કહો ?

૨૯. મુખ્ય કાળ કયા કયા તેનાં નામ ને વ્યાખ્યા આપો.

૩૦. ભૂતકાળના પ્રકારના નામ ને વ્યાખ્યા આપો.

૩૧. કૃદંતના કાળ પ્રમાણે પ્રકારના નામ ને તેના પ્રત્યય કયા ?

૩૨. ક્રિયાપદના અર્થ કેટલા છે ? કયા કયા ? દરેકના બબ્બે દાખલા આપો.

૩૩. સંકેતાર્થ ને સંશયાર્થ વચ્ચે શો તફાવત છે ? 'સંકેત' એટલે શું ?

૩૪. સંકેતાર્થ ભૂતકાળ ને વિધ્યર્થના પ્રત્યય કયા ?

૩૫. સંયુક્ત ક્રિયાપદ કોને કહે છે ?

૩૬. પ્રયોગ એટલે શું ? પ્રયોગ કેટલા છે તેના નામ ને વ્યાખ્યા આપો.

૩૭. કર્તરિ, કર્મણિ ને ભાવે પ્રયોગ ક્યારે થાય ?

૩૮. અકર્મક ને સકર્મક ક્રિયાપદ કયા કયા પ્રયોગમાં આવે ?

૩૯. ક્રિયાનાથ એટલે શું ?

૪૦. કર્ત્તા કર્મ એકજ જાતિવચનમાં હોય ત્યારે ક્રિયાનાથ શી રીતે નક્કી કરાય ?

૪૧. અપૂર્ણ ક્રિયાપદ કોને કહે છે ? તેના દાખલા ને તેના શુદ્ધ કાળનાં રૂપ આપો.

૪૨. નામયોગી અવ્યય કોને કહે છે ?

૪૩. જેની પહેલાં 'ના,' 'ની,' 'ને,' આવે એવા નામયોગી અવ્યયના દાખલા આપો.

૪૪. ઉભયાન્વયી અવ્યય એટલે શું? તેના દાખલા આપો.

૪૫. 'પણ' અને 'તો' વાક્યની અંદર આવે ત્યા તેનું પદચ્છેદ શું કરવું? એ અર્થમા બીજા કયા અવ્યય વપરાય છે?

૪૬. 'પછી' અવ્યય કઈ કઇ જાતના અવ્યયમા વપરાય છે તે દાખલા સાથે કહો.

૪૭. કેવળપયોગી અવ્યય કોને કહે છે? તેના દાખલા આપો.

૪૮. ઉદ્દેશ્ય અને વિધેય કોને કહે છે?

૪૯. ક્રિયાપૂરકમાં કર્મ સિવાય નામ, વિશેષણ, અને ક્રિયાવિશેષણ અવ્યય આવે; એવાં વાક્ય બોલો ને સમજાવો.

૫૦. સકર્મક કર્તરિ રચનાવાળા વાકયોને કર્મણિ રચનામાં લાવવાનો નિયમ દાખલા સાથે આપો.

૫૧. અકર્મક કર્તરિ રચનાવાળા વાક્યોને ભાવેરચનામાં લાવવાનો નિયમ દાખલા સાથે કહો.

૫૨. વાક્યમાં શબ્દરચનાનો મુખ્ય નિયમ કયો?

૫૩. વિશેષણ, ક્રિયાવિશેષણ, નકારવાચક, કૃદંત, પ્રશ્નાર્થ, અને સંબોધન સંબંધી શબ્દરચનાના નિયમ દાખલા સાથે આપો.

૫૪. ઉઘાડ, ખેડ, ઘડી, છાપ, ડાટ, નિરખ, પરખ, માન, વખાણ, સંભાળ, હઠ શબ્દને વાકયમાં નામ અને ક્રિયાપદ તરીકે વાપરો

૫૫. ઉલટી, કાંણું, કાઠું, કાલું, ધટ, તંગ, તર, ધીર, સપાટ શબ્દને વાક્યમાં નામ અને વિશેષણ તરીકે વાપરો.

**બીજો ભાગ સમાપ્ત.**

સરલ

# ગુજરાતી બાળવ્યાકરણ.

## ભાગ ત્રીજો. ધોરણ છઠ્ઠા સાતમા માટે.

આ ધોરણમાં "વ્યાકરણ-વાક્યવિન્યાસ અને શબ્દોની સાદી બાંધણી સાથે પૂરૂં." આટલું શિખવવાનું છે, તે નીચેને ક્રમે શિખવવું.

આ પુસ્તકના **પહેલા ભાગમાં** શબ્દના વર્ગ, સાદા વાક્યનું પૃથક્કરણ કરવાની રીત, અને ટુંકાં વાક્ય બનાવવા વિષે વિવેચન કર્યું. **બીજા ભાગમાં** શબ્દોના પ્રકાર અને સાદા વાક્યના પૃથક્કરણ સંબંધી વધારે વિગતથી વર્ણન કરેલું છે, તેની સાથે વાક્યમાં શબ્દની રચના સંબંધી વર્ણન કર્યું છે; **ત્રીજા ભાગમાં** બીજા ભાગના વિષયો-ક્રિયાપદ, કૃદંત, સંયુક્ત ક્રિયાપદ, પ્રયોગ, અવ્યય, વિભક્તિના અર્થ, અને વાક્યમાં શબ્દોનો અન્વય-વિષે લગાર બારીક નજરથી વિવેચન કર્યું છે, તેની સાથે સાદા, મિશ્ર, અને સંયુક્ત વાક્યના પૃથક્કરણ સંબંધી વિવેચન કર્યું છે; છેવટે વિરામચિહ્નનો વિષય વર્ણવ્યો છે.

'શબ્દોની સાદી બાંધણી'નો વિષય આ વ્યાકરણમાં આપ્યો નથી તેને માટે અમે '**વ્યુત્પત્તિજ્ઞાનપ્રકાશ**' નું જુદું પુસ્તક બહાર પાડેલું છે. તેમાં સંધિ, સમાસ, તદ્ધિત પ્રત્યય, કૃત્ પ્રત્યય, પૂર્વગ, ધાતુપરથી શબ્દોનું થવું, ગુજરાતી ક્રિયાપદોનાં મૂળ, ઉત્સર્ગ, અને દ્વિરુક્ત શબ્દો એટલાં પ્રકરણ વિદ્યાર્થી તેમજ શિક્ષક વર્ગને ઉપયોગી થાય તેમ વર્ણવ્યાં છે. વાચન વખતે વ્યુત્પત્તિ શિખવવાની સરળતા કરી આપવા માટે પુસ્તકને છેડે વાચનમાળાની પાંચમી, છઠ્ઠી, સાતમી ચોપડીના પાઠવાર શબ્દની સમજુતી આપેલી છે, જે સમજુતી વિદ્યાર્થીને પાઠ તૈયાર કરવાને ઉપયોગી થશે. પુસ્તકને વિશેષ ઉપયોગી કરવા અંતે શબ્દ વ્યુત્પત્તિ દર્શક સૂચી આપી છે.

## પાઠ ૧. ભાવકર્તૃક ક્રિયાપદ.

કેટલાંક અકર્મક ક્રિયાપદને કર્ત્તા હોતો નથી. ભાવ એટલે ક્રિયાપદમાંથી નીકળતો અર્થ તેનો કર્ત્તા હોય છે તેવાં ક્રિયાપદને **ભાવકર્તૃક** ક્રિયાપદ કહે છે. જેમ, પેટમાં **દૂખે છે** ( દુઃખ થાય છે. 'દુઃખ' એ ભાવ ને કર્ત્તા છે ). મને રાજકોટમાં **ગમે** છે ( ગમવાનું થાય છે. 'ગમવાનું' એ ભાવ ને કર્ત્તા છે ). ધણીધણીઆણીને **બને** છે (બનવાનું થાય છે. 'બનવાનું' એ ભાવ ને કર્ત્તા છે ). રુચે છે=રુચવાનું થાય છે, ફાવે છે=ફાવવાનું થાય છે, ગોઠતું નથી=ગોઠવાનું થતું નથી. આવાં ક્રિયાપદોના પદચ્છેદમાં ભાવ કર્ત્તા કહી ભાવે પ્રયોગ કહેવો.

પેટમા દૂખે છે એમા 'દૂખે છે' ક્રિયાપદનું પદચ્છેદ નીચે મુજબ થાય.

**દૂખે છે**:—કર્ત્તા ક્રિયાનો ભાવ 'દુઃખ,' કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'દૂખ' ધાતુ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ ભાવ 'દુઃખ', ત્રીજો પુરૂષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવેપ્રયોગ.

---

## પાઠ ૨. સાહાય્યકારક ક્રિયાપદ.

**સાહાય્યકારક ક્રિયાપદ**:—કાળમાં મદદ કરવાને એક ક્રિયાપદની જોડે બીજાં ક્રિયાપદ આવે છે, એ જોડે આવનાર ક્રિયાપદને સાહાય્યકારક (સાહાય્ય=મદદ+કારક=કરનાર) ક્રિયાપદ કહે છે. જેમ, કરતો હોઉં, કર્યું છે, કરવાનો છું, કરેલું હતું, કરવું હતુ. એમાં 'હોઉં,' 'છે,' 'છું,' 'હતું' અને 'હતું' સાહાય્યકારક ક્રિયાપદ છે.

સાહાય્યકારક ક્રિયાપદ જેની જોડે આવે છે, તેને **મુખ્ય ક્રિયાપદ** કહે છે. ઉપલાં ઉદાહરણમા 'કરતો,' કર્યું,' 'કરવાનો,' કરેલું,' 'કરવું' એ મુખ્ય ક્રિયાપદ છે.

**'છે'** અને **'હો'** ધાતુના ક્રિયાપદ કાળમાં મદદ ( **મિશ્રકાળ** ) કરવાને આવે છે. જેમ રમવું છે, લખ્યો છે, લખવાનો છું, વાંચેલું

છે, લખ્યો **હતો,** લખતો **હોઉં,** લખવાના **હશો,** ઇત્યાદિ.

હમેશાં મુખ્ય ક્રિયાપદ પહેલું અને સાહાય્યકારક ક્રિયાપદ પછી આવે છે, પણ કોઇ વખત સાહાય્યકારક ક્રિયાપદ મુખ્ય ક્રિયાપદની પહેલાં આવે છે. જેમ, તે **નથી** આવવાનો આમાં નથી' સાહાય્યકારક ક્રિયાપદ ને 'આવવાનો ' મુખ્ય ક્રિયાપદ છે.

---

## પાઠ ૩. મિશ્રકાળોના બંધારણ પ્રમાણે પ્રકાર.

વર્ત્તમાન, પ્રથમભૂત, દ્વિતીયભૂત, ભવિષ્ય અને સામાન્ય કૃદંતની સાથે '**છે**' અને '**હો**' ધાતુનાં સાહાય્યકારક ક્રિયાપદ આવવાથી **મિશ્રકાળ** બને છે. તેવા મિશ્રકાળ મુખ્ય પંદર છે, તે નીચે પ્રમાણે.

૧. **દ્વિત્વ વર્તમાન**—કરતો હોય. ( વર્ત્તમાન કૃદંત + 'હો' ધાતુનો વર્ત્તમાન કાળ ).*

૨. **વર્તમાન ભૂત**—કરતો હતો. ( વર્તમાન કૃદંત + ' હો ' ધાતુનો ભૂતકાળ ).

૩. **વર્તમાન ભવિષ્ય**—કરતો હશે. ( વર્ત્તમાન કૃદંત+' હો ' ધાતુનો ભવિષ્યકાળ ).

૪. **પ્રથમભૂત વર્ત્તમાન**—કર્યો છે. ( પ્રથમભૂત કૃદંત+'છ' ધાતુનો વર્ત્તમાન કાળ ).

૫. **પ્રથમ દ્વિત્વ ભૂત**—કર્યો હતો ( પ્રથમભૂત કૃદંત+'હો' ધાતુનો ભૂતકાળ ).

૬. **પ્રથમભૂત ભવિષ્ય**—કર્યો હશે. ( પ્રથમભૂત કૃદંત+'હો' ધાતુનો ભવિષ્યકાળ ).

---

* 'કરતો હોય' રૂપ સંકેતાર્થમાં વપરાય છે. નિશ્ચયાર્થ રૂપમાં 'કરે છે' વપરાય છે. 'કરે છે' માં 'કરે' એ મુખ્ય ક્રિયાપદના વર્તમાનકાળનું રૂપ છે, અને 'છે' એ સાહાય્યકારક ક્રિયાપદના વર્તમાનકાળનું રૂપ છે.

૭. **દ્વિતીયભૂત વર્તમાન**—કરેલો છે. ( દ્વિતીયભૂત કૃદંત + 'છ' ધાતુનો વર્તમાનકાળ ).

૮. **દ્વિતીય દ્વિત્વ ભૂત**—કરેલો હતો. ( દ્વિતીયભૂત કૃદંત + 'હો' ધાતુનો ભૂતકાળ ).

૯. **દ્વિતીયભૂત ભવિષ્ય**—કરેલો હશે. ( દ્વિતીયભૂત કૃદંત + 'હો' ધાતુનો ભવિષ્યકાળ ).

૧૦. **ભવિષ્ય વર્તમાન**—કરનાર-કરવાનો છે. ( ભવિષ્ય કૃદંત + 'છ' ધાતુનો વર્તમાનકાળ ).

૧૧. **ભવિષ્યભૂત**—કરનાર-કરવાનો હતો. ( ભવિષ્ય કૃદંત + 'હો' ધાતુનો ભૂતકાળ ).

૧૨. **દ્વિત્વ ભવિષ્ય**—કરનાર-કરવાનો હશે. ( ભવિષ્ય કૃદંત + 'હો' ધાતુનો ભવિષ્ય કાળ ).

૧૩. **વિધ્યર્થ વર્તમાન**—કરવો છે. ( સામાન્ય કૃદંત + 'છ' ધાતુનો વર્તમાનકાળ ).

૧૪. **વિધ્યર્થ ભૂત**—કરવો હતો. ( સામાન્ય કૃદંત + 'હો' ધાતુનો ભૂતકાળ ).

૧૫. **વિધ્યર્થ ભવિષ્ય**—કરવો હશે. ( સામાન્ય કૃદંત + 'હો' ધાતુનો ભવિષ્ય કાળ ).

સરળતા ખાતર પંદર મિશ્રકાળના નામ મુખ્ય અને સાહાય્યકારક ક્રિયાપદના કાળનાં નામ પરથી પાડેલા છે; જેથી વિદ્યાર્થીઓ મિશ્રકાળ, રૂપ જોતાવાર પારખી શકે છે.

ઉપર બતાવેલાં પંદર મિશ્રકાળોમાં જેને છેડે ભવિષ્યકાળ આવે છે, તે ઘણું કરીને **સંશયાર્થમાં** વપરાય છે; બાકીના મિશ્રકાળો**નિશ્ચયાર્થ** અને **સંકેતાર્થમાં** વપરાય છે. **આજ્ઞાર્થનાં** મિશ્રરૂપો થતાં નથી.

સંબંધક ભૂતકૃદંતની સાથે સાહાય્યકારક ક્રિયાપદ આવી શકતું નથી.

## પાઠ ૪. મિશ્રકાળોના અર્થ પ્રમાણે પ્રકાર.

અંગ્રેજી શીખનારને ઉપયોગી થાય માટે ૧૫ મિશ્રકાળોના અર્થ પ્રમાણે ૮ ભાગ નીચે પાડી બતાવ્યા છે. આ ભાગો ક્રિયા પૂર્ણ થઇ છે કે અપૂર્ણ છે તે પરથી પાડેલા છે.

### મિશ્રકાળનાં રૂપો.

'જા' ધાતુનું ૩ પુ. એ. વ.

| | |
|---|---|
| અપૂર્ણ વર્તમાન. | તે જાય છે. |
| પ્રથમ પૂર્ણ વર્તમાન. | તે ગયો છે. |
| દ્વિતીય પૂર્ણ વર્તમાન. | તે ગએલો છે. |
| ઇચ્છાવાચક વર્તમાન. | તે જવાનો છે, જનાર છે; તેને જવું છે. |
| અપૂર્ણ ભૂત. | તે જતો હતો. |
| પ્રથમ પૂર્ણભૂત. | તે ગયો હતો. |
| દ્વિતીય પૂર્ણભૂત. | તે ગએલો હતો. |
| ઇચ્છાવાચક ભૂત. | તે જવાનો હતો, જનાર હતો; તેને જવું હતું. |

ઉપલા કાળોના અર્થ નીચે પ્રમાણે છે:—

૧. **અપૂર્ણ વર્તમાનકાળ**—તે જાય છે ( નિશ્ચયાર્થ ), (જો) તે જતો હોય-હશે (સંકેતાર્થ). દ્વિત્વ વર્તમાનકાળ અને વર્તમાન-ભવિષ્યકાળનાં રૂપો ક્રિયા પૂર્ણ થઇ નથી પણ ચાલુજ છે એમ બતાવે છે, માટે તેને અપૂર્ણ વર્તમાનકાળનાં રૂપ કહે છે.

૨. **પ્રથમ પૂર્ણ વર્તમાનકાળ**—તે ગયો છે (નિશ્ચયાર્થ), (જો) તે ગયો હોય-હશે (સંકેતાર્થ). પ્રથમભૂતવર્તમાન અને પ્રથમભૂત ભવિષ્યકાળનાં રૂપો પાસેના ભૂતકાળમાં ક્રિયા પૂર્ણ થઇ હોય અને

તેની અસર વર્તમાનકાળમાં ચાલુ હોય, અથવા તો ભૂતકાળમાં થએલી ક્રિયાની વર્ત્તમાન સ્થિતિ બતાવવી હોય ત્યા વપરાય છે; માટે તેને પ્રથમ પૂર્ણવર્ત્તમાનકાળના રૂપ કહે છે.

૩. **દ્વિતીય પૂર્ણ વર્ત્તમાનકાળ**—તે ગએલો છે (નિશ્ચયાર્થ), (જો) તે ગએલો હોય–હશે ( સંકેતાર્થ ). દ્વિતીયભૂતવર્ત્તમાન અને દ્વિતીયભૂતભવિષ્યકાળના રૂપો દૂરના ભૂતકાળમા ક્રિયા પૂર્ણ થઇ હોય, અને તેની અસર વર્ત્તમાનકાળમાં ચાલુ હોય, અથવા તો દૂરના ભૂતકાળમા થએલી ક્રિયાની વર્ત્તમાન સ્થિતિ બતાવવી હોય ત્યા વપરાય છે; માટે એને દ્વિતીય પૂર્ણ વર્ત્તમાનકાળના રૂપ કહે છે.

૪. **ઇચ્છાવાચક વર્ત્તમાનકાળ**—તે જવાનો–જનાર છે (નિશ્ચયાર્થ), (જો) તે જવાનો–જનાર હોય–હશે (સંકેતાર્થ); તેને જવું છે (નિશ્ચયાર્થ), (જો) તેને જવું હોય–હશે (સંકેતાર્થ). ભવિષ્ય વર્ત્તમાન અને દ્વિત્વ ભવિષ્યકાળના રૂપોમા ઇચ્છાનો અર્થ રહેલો છે; વિધ્યર્થ વર્ત્તમાન અને વિધ્યર્થ ભવિષ્યકાળમા વિધિમા ઇચ્છાનો અર્થ રહેલો છે; માટે એને ઇચ્છાવાચક વર્ત્તમાનકાળના રૂપ કહે છે.

૫. **અપૂર્ણ ભૂતકાળ**—તે જતો હતો ( નિશ્ચયાર્થ ), (જો) તે જતો હોત (હત) (સંકેતાર્થ). વર્ત્તમાનભૂતકાળના રૂપો ભૂતકાળમા ક્રિયાનું રોજ કે અમુક વખતે ચાલુ હોવું બતાવે છે, માટે એને અપૂર્ણ ભૂતકાળનાં રૂપ કહે છે.

૬. **પ્રથમ પૂર્ણ ભૂતકાળ**—તે ગયો હતો (નિશ્ચયાર્થ), (જો) તે ગયો હોત (હત) (સંકેતાર્થ). પ્રથમ દ્વિત્વ ભુતકાળનાં રૂપોથી ક્રિયા પૂર્ણ થઈ ગઈ છે એમ સમજાય છે, માટે એને પ્રથમ પૂર્ણ ભૂતકાળનાં રૂપ કહે છે.

૭. **દ્વિતીય પૂર્ણ ભૂતકાળ**—તે ગએલો હતો (નિશ્ચયાર્થ), (જો) તે ગએલો હોત (હત) સંકેતાર્થ. દ્વિતીય દ્વિત્વભૂતકાળના રૂપોથી દૂરના ભૂતકાળમા ક્રિયા પૂર્ણ થઇ ગઇ છે એમ સમજાય છે, માટે એને દ્વિતીય પૂર્ણ ભૂતકાળના રૂપ કહે છે.

૮. **ઇચ્છાવાચક ભૂતકાળ**—તે જવાનો-જનાર હતો (નિશ્ચયાર્થ), (જો) તે જવાનો-જનાર હોત (હત) (સંકેતાર્થ); તેને જવું હતું (નિશ્ચયાર્થ), (જો) તેને જવું હોત (હત) (સંકેતાર્થ). ભવિષ્ય ભૂતકાળમાં ઇચ્છાનો, અને વિધ્યર્થભૂતકાળમાં વિધિમા ઇચ્છાનો અર્થ સમાયલો છે, માટે એને ઇચ્છાવાચક ભૂતકાળના રૂપ કહે છે.

---

## પાઠ ૫. મિશ્રકાળનાં રૂપાખ્યાન.

### 'જા' ધાતુ.

### દ્વિત્વ વર્તમાનકાળ.

| નિશ્ચયાર્થ. | | સંકેતાર્થ. | |
|---|---|---|---|
| હું જાઉં છું. | અમે જઇએ છીએ. | હું જતો હોઉં. | અમે જતા હોઇએ. |
| તું જાય છે. | તમે જાઓ છો. | તુ જતો હોય. | તમે જતા હો. |
| તે જાય છે. | તેઓ જાય છે. | તે જતો હોય. | તેઓ જતા હોય. |

### વર્ત્તમાન ભૂતકાળ.

| નિશ્ચયાર્થ. | | સંકેતાર્થ. | |
|---|---|---|---|
| હું જતો હતો. | અમે જતા હતા. | હું જતો હોત. | અમે જતા હોત. |
| તું જતો હતો. | તમે જતા હતા. | તું જતો હોત. | તમે જતા હોત. |
| તે જતો હતો. | તેઓ જતા હતા. | તે જતો હોત. | તેઓ જતા હોત. |

## વર્ત્તમાન ભવિષ્ય.

### સંશયાર્થ.

હું જતો હોઇશ (હઇશ). અમે જતા હોઇશું (હઇશું).
તું જતો હશે. તમે જતા હશો.
તે જતો હશે. તેઓ જતા હશે.

## પ્રથમભૂત વર્ત્તમાનકાળ.

| નિશ્ચયાર્થ. | સંકેતાર્થ. |
|---|---|
| હું ગયો છું. અમે ગયા છીએ. | હું ગયો હોઉં, અમે ગયા હોઇએ. |
| તું ગયો છે. તમે ગયા છો. | તુ ગયો હોય. તમે ગયા હો. |
| તે ગયો છે. તેઓ ગયા છે. | તે ગયો હોય. તેઓ ગયા હોય. |

## પ્રથમ દ્વિત્ર ભૂતકાળ.

| નિશ્ચયાર્થ. | સંકેતાર્થ. |
|---|---|
| હું ગયો હતો. અમે ગયા હતા. | હું ગયો હોત (હત). અમે ગયા હોત. |
| તુ ગયો હતો. તમે ગયા હતા. | તુ ગયો હોત. તમે ગયા હોત. |
| તે ગયો હતો. તેઓ ગયા હતા. | તે ગયો હોત. તેઓ ગયા હોત. |

## પ્રથમભૂત ભવિષ્યકાળ.

### સંશયાર્થ.

હું ગયો હોઇશ (હઇશ). અમે ગયા હોઇશું (હઇશું).
તું ગયો હશે. તમે ગયા હશો.
તે ગયો હશે. તેઓ ગયા હશે.

## દ્વિતીયભૂત વર્ત્તમાનકાળ.

| નિશ્ચયાર્થ. | સંકેતાર્થ. |
|---|---|
| હું ગએલો છું. અમે ગએલા છીએ. | હું ગએલો હોઉં. અમે ગએલા હોઇએ. |
| તું ગએલો છે. તમે ગએલા છો. | તું ગએલો હોય. તમે ગએલા હો. |
| તે ગએલો છે. તેઓ ગએલા છે. | તે ગએલો હોય. તેઓ ગએલા હોય. |

## દ્વિતીય દ્વિત્વ ભૂતકાળ.

| નિશ્ચયાર્થ. | | સંકેતાર્થ. | |
|---|---|---|---|
| હું ગએલો હતો. | અમે ગએલા હતા. | હું ગએલો હોત. | અમે ગએલા હોત. |
| તુ ગએલો હતો. | તમે ગએલા હતા. | તું ગએલો હોત. | તમે ગએલા હોત. |
| તે ગએલો હતો. | તેઓ ગએલા હતા. | તે ગએલો હોત. | તેઓ ગએલા હોત. |

## દ્વિતીયભૂત ભવિષ્યકાળ.

### સંશયાર્થ.

| | |
|---|---|
| હુ ગએલો હોઇશ (હઇશ). | અમે ગએલા હોઇશું (હઇશું). |
| તું ગએલો હશે. | તમે ગએલા હશો. |
| તે ગએલો હશે. | તેઓ ગએલા હશે. |

## ભવિષ્ય વર્તમાનકાળ.

### નિશ્ચયાર્થ.

| | |
|---|---|
| હું જવાનો-જનાર છું. | અમે જવાના-જનાર છીએ. |
| તું જવાનો-જનાર છે. | તમે જવાના-જનાર છો. |
| તે જવાનો-જનાર છે. | તેઓ જવાના-જનાર છે. |

### સંકેતાર્થ.

| | |
|---|---|
| હુ જવાનો-જનાર હોઉં. | અમે જવાના-જનાર હોઇએ. |
| તું જવાનો-જનાર હોય. | તમે જવાના-જનાર હો. |
| તે જવાનો-જનાર હોય. | તેઓ જવાના-જનાર હોય. |

## ભવિષ્ય ભૂતકાળ.

### નિશ્ચયાર્થ.

| | |
|---|---|
| હું જવાનો-જનાર હતો. | અમે જવાના-જનાર હતા. |
| તુ જવાનો-જનાર હતો. | તમે જવાના-જનાર હતા. |
| તે જવાનો-જનાર હતો. | તેઓ જવાના-જનાર હતા. |

**સંકેતાર્થ.**

હું જવાનો-જનાર હોત. અમે જવાના-જનાર હોત.
તું જવાનો-જનાર હોત. તમે જવાના-જનાર હોત.
તે જવાનો-જનાર હોત. તેઓ જવાના-જનાર હોત.

**દ્વિત્વ ભવિષ્યકાળ.**

**સંશયાર્થ.**

હું જવાનો-જનાર હોઇશ(હઇશ). અમેજવાના-જનાર હોઇશું(હઈશું).
તું જવાનો-જનાર હશે. તમે જવાના-જનાર હશો.
તે જવાનો-જનાર હશે. તેઓ જવાના-જનાર હશે.

**વિધ્યર્થ વર્તમાનકાળ.**

**નિશ્ચયાર્થ.**

મારે-તારે-તેને જવું છે. અમારે-તમારે-તેમને જવું છે.

**સંકેતાર્થ.**

મારે-તારે-તેને જવું હોય. અમારે-તમારે-તેમને જવું હોય.

**વિધ્યર્થ ભૂતકાળ.**

**નિશ્ચયાર્થ.**

મારે-તારે-તેને જવું હતું. અમારે-તમારે-તેમને જવું હતું.

**સંકેતાર્થ.**

મારે-તારે-તેને જવું હોત. અમારે-તમારે-તેમને જવું હોત.

**વિધ્યર્થ ભવિષ્યકાળ.**

**સંશયાર્થ.**

મારે-તારે-તેને જવું હશે. અમારે-તમારે-તેમને જવું હશે.

**ભાવે રચના.**

**ત્રી. પુ. નિશ્ચયાર્થ. ત્રી. પુ. સંકેતાર્થ-સંશયાર્થ.**

| | | |
|---|---|---|
| દ્વિત્વ વર્ત્તમાન. | જવાય છે. | જવાતું હોય. |
| વર્ત્તમાન ભૂત. | જવાતું હતું. | જવાતું હોત. |
| વર્ત્તમાન ભવિષ્ય. | ... ... | જવાતું હશે. |
| પ્રથમભૂત વર્ત્તમાન. | જવાયું છે. | જવાયું હોય. |
| પ્રથમ દ્વિત્વભૂત. | જવાયું હતું. | જવાયું હોત. |
| પ્રથમભૂત ભવિષ્ય. | ... ... | જવાયું હશે. |
| દ્વિતીયભુત વર્ત્તમાન. | જવાએલું છે. | જવાએલું હોય. |
| દ્વિતીય દ્વિત્વ ભૂત. | જવાએલું હતું. | જવાએલું હોત. |
| દ્વિતીયભૂત ભવિષ્ય. | ... ... | જવાએલું હશે. |
| ભવિષ્ય વર્ત્તમાન. | જવાવાનું-જવાનાર છે. | જવાવાનું-જવાનાર હોય. |
| ભવિષ્ય ભૂત. | જવાવાનું-જવાનાર હતુ. | જવાવાનું-જવાનાર હોત. |
| દ્વિત્વ ભવિષ્ય. | ... ... | જવાવાનું-જવાનાર હશે. |

## અપૂર્ણ ક્રિયાપદ.

### 'હો' ધાતુનો દ્વિત્વ વર્ત્તમાનકાળ.

### નિશ્ચયાર્થ.

| | |
|---|---|
| ૧. પુ. હું હોઉ છું. | અમે હોઇએ છીએ. |
| ૨. પુ. તું હોય છે. | તમે હો છો. |
| ૩. પુ. તે હોય છે. | તેઓ હોય છે. |

'હો' ધાતુનાં મિશ્રકાળનાં બીજાં રૂપ થતાં નથી.

### 'જો' ધાતુનાં મિશ્રકાળનાં રૂપ.

| નિશ્ચયાર્થ. | | સંકેતાર્થ-સંશયાર્થ. |
|---|---|---|
| દ્વિત્વ વર્ત્તમાન. | જોઇએ છે. | જોઈતું હોય. |
| વર્ત્તમાન ભૂત. | જોઇતું હતું. | જોઈતું હોત. |
| વર્ત્તમાન ભવિષ્ય. | ... ... | જોઇતું હશે. |

**'જો'** ધાતુનાં મિશ્રકાળમાં બીજાં રૂપ થતાં નથી.

**જોઇએ.**

'જોઇએ' ક્રિયાપદમાં નજરે જોવાનો અર્થ હોય છે, ત્યારે એ ક્રિયાપદ પૂર્ણ છે. જેમ, અમે ચિત્ર **જોઇએ છીએ.** પરંતુ 'જોઇએ' ( **युज्यते**નો અપભ્રંશ છે. ) એમા જરૂર કે ફરજનો અર્થ હોય ત્યારે તે ક્રિયાપદ અપૂર્ણ છે. જેમ, મારે લાડુ **જોઇએ** એટલે મારે લાડુની જરૂર છે. 'જોઇએ' ક્રિયાપદ મૂળે સકર્મક કર્મણિ છે. **मया मोदकः अपेक्ष्यते** ). ગુજરાતીમા પણ એ શબ્દ કર્મણિ રૂપ છે. મિશ્રકાળોમાં એનો પ્રયોગ કર્મણિ સાફ માલૂમ પડે છે. જેમ, મારે લાડુ **જોઇતો હતો.** ગુજરાતી ભાષામાં નામની સાથે અને ત્રણ પુરુષમા એનો કર્તા ચોથી વિભક્તિમા વપરાય છે. જેમ, ગંગાને લાડુ જોઇએ, મારે, અમારે, તારે, તમારે, તેને કે તેમને લાડુ જોઇએ.

'જોઇએ' ક્રિયાપદ સામાન્ય કૃદંતની સાથે જોડાય છે, ત્યારે તેનો કર્તા ત્રીજી વિભક્તિમાં હોય છે. મારે, અમારે, તારે, તમારે, તેણે કે તેમણે જવું જોઇએ; છોકરાંએ માબાપની આજ્ઞા માનવી જોઇએ. 'જવું જોઇએ' એટલે જવાની ફરજ છે. 'માનવી જોઇએ' એટલે માનવાની ફરજ છે. 'જવું' અને 'માનવી' કૃદંત 'જોઇએ' ક્રિયાપદના કર્મ છે.

**પદચ્છેદ.**

મારે લાડુ **જોઇએ:**—કર્તા 'મારે,' કર્મ 'લાડુ' માટે સકર્મક ક્રિયાપદ, 'જો' ધાતુ, વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'લાડુ,' ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

તમારે હિસાબ ગણાવવો **જોઇએ:**—કર્તા 'તમારે', કર્મ 'ગણાવવો' માટે સકર્મક ક્રિયાપદ, 'જો' ધાતુ, વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'ગણાવવો', ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

## નિષેધાર્થ રૂપ.

સઘળાં ક્રિયાપદોનું નિષેધાર્થ રૂપ તેની સાથે **ન, ના, નહિ, નવ,** અને **મા** એ નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયો આવવાથી થાય છે. જેમ, 'કર' નું નિષેધાર્થ રૂપ ન કર, 'બેસ' નું ના બેસ, 'ખાઈશ' નું ખાઈશ નહિ, 'જા' નું જા મા, ઇત્યાદિ. આ બધા નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યયો ક્રિયાપદથી છૂટા બોલાય છે, માટે તેમનું પદચ્છેદ જુદું કરાય છે; પણ—

नास्ति ( સં. શ. ) પરથી નથી. ( न=નહિ+अस्ति=છે ) છે નહિ=નથી. એમાં 'ન' અવ્યય છૂટો પાડી શકાતો નથી, માટે તેમનું પદચ્છેદ ભેગું થાય છે. **નથી** ક્રિયાપદ ત્રણે પુરુષ, ત્રણે જાતિ, અને બંને વચનમા વપરાય છે. જેમ, હું નથી, અમે નથી; તું નથી, તમે નથી; તે નથી, તેઓ નથી; છોકરા નથી; ઇત્યાદિ. પદચ્છેદ કરતી વખતે 'છે' ક્રિયાપદનું પદચ્છેદ કરવું, ને કાળમા નિષેધાર્થ વર્ત્તમાન-કાળ કહેવો.

**લખતો નથી** ( લખતો છે નહિ ) નિષેધાર્થ દ્વિત્વ વર્ત્તમાનકાળ.

**લખ્યું નથી** (લખ્યું છે નહિ)–નિષેધાર્થ પ્રથમભૂત વર્ત્તમાનકાળ.

**લખવાનો નથી** ( લખવાનો છે નહિ )–નિષેધાર્થ ભવિષ્ય વર્ત્તમાનકાળ.

**લખવું નથી** ( લખવું છે નહિ ) નિષેધાર્થ વિધ્યર્થ વર્ત્તમાનકાળ.

**મિશ્રકાળનાં ક્રિયાપદોના** પદચ્છેદમા નીચેના નિયમો યાદ રાખવા.

**अ.** મુખ્ય અને સાહાય્યકારક ક્રિયાપદનું પદચ્છેદ ભેગું કરવું.

**ब.** ધાતુ મુખ્ય ક્રિયાપદનો કહેવો.

**क.** કાળ મિશ્ર જે હોય તે કહેવો.

ઉદાહરણ—૧. હું આ કામ કરવાનો છું.

**'કરવાનો છું'**:—કર્ત્તા 'હું,' કર્મ 'કામ' માટે સકર્મક ક્રિયાપદ, 'કર' ધાતુ, ભવિષ્ય વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'હું,' પહેલો પુરુષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિપ્રયોગ.

૨. તેણે તે પુસ્તક લખેલું નથી.

**'લખેલું નથી'**:—કર્ત્તા 'તેણે', કર્મ 'પુસ્તક' માટે સકર્મક ક્રિયાપદ, 'લખ' ધાતુ, દ્વિતીયભૂત વર્ત્તમાનકાળ, નિષેધાર્થ, ક્રિયાનાથ કર્મ 'પુસ્તક', ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

---

## પાઠ ૬. સાધિત ધાતુ.

ક્રિયાપદના ટુંકામાં ટુંકા રૂપને ધાતુ કહે છે. જેમ, કર, પી, દોડ, વગેરે. આ ધાતુને **મૂળ ધાતુ** કહે છે. મૂળ ધાતુ પરથી બનેલા ધાતુને **સાધિત ધાતુ** કહે છે.

| મૂળધાતુ. | સાધિતધાતુ. | મૂળધાતુ. | સાધિતધાતુ. | મૂળધાતુ. | સાધિતધાતુ. |
|---|---|---|---|---|---|
| ઉકળ | ઉકાળ | દબ | દાબ | ઉછર | ઉછેર |
| ઉતર | ઉતાર | નમ | નામ | ભળ | ભેળ |
| ચર | ચાર | પડ | પાડ | છૂટ | છોડ |
| ઠર | ઠાર | બળ | બાળ | તૂટ | તોડ |
| તપ | તાપ | મર | માર | ફૂટ | ફોડ |
| તર | તાર | વળ | વાળ | ઢળ | ઢોળ |

આ બધા મૂળ ધાતુઓ અકર્મક છે, અને તે પરથી થએલા સાધિત ધાતુઓ સકર્મક છે. કોઇ ક્રિયા જાતે કરવાને બદલે બીજાની પાસે કરાવીએ ત્યાં સાધિત ધાતુ વપરાય છે. સાધિત ધાતુને **પ્રેરક ધાતુ** કહે છે. જેમ, ગાય ચરે છે; ગોવાળ ગાય **ચારે** છે ( ગાય

પંડે ચરવાને બદલે ગોવાળથી ગાય ચરે એમ થાય છે ). તું ચોપડી લખ; તું ચોપડી **લખાવ** ( લખવાની ક્રિયા 'તું' એ કરી નથી પણ તેણે કોઈ બીજા પાસે કરાવી છે ).

મૂળ ધાતુમા વચ્ચે કે છેડે **'આ'** હોય તો તેનો **'અ'** કરીને છેડે **'અવ', 'આવ','આડ', 'વાડ'** પ્રત્યય લગાડવાથી પ્રેરકરૂપ થાય છે. જેમ,શીખ–શિખવ, મળ–મેળવ, ફર–ફેરવ;કર–કરાવ, મૂક–મુકાવ,લખ-લખાવ, સાભળ–સંભળાવ; રમ–રમાડ, બેસ–બેસાડ;કહે–કહેવાડ, ખા–ખવાડ, પી–પિવાડ, સીવ–સિવાડ,સૂ–સુવાડ,લે–લેવાડ,જો–જોવાડ,વગેરે.

પ્રેરક ધાતુને ફરી પ્રત્યય લાગી પુનઃ પ્રેરક ધાતુ બને છે.

| મૂળધાતુ. | પ્રેરકધાતુ. | પુન.પ્રેરકધાતુ. | મૂળધાતુ. | પ્રેરકધાતુ. | પુનઃપ્રેરકધાતુ. |
|---|---|---|---|---|---|
| કર | કરાવ | કરાવરાવ | રમ | રમાડ | રમાડાવ |
| લખ | લખાવ | લખાવરાવ | કહે | કહેવાડ | કહેવડાવ |
| બોલ | બોલાવ | બોલાવરાવ | બી | બિવાડ | બિવડાવ |

સાધિત ધાતુના પદચ્છેદમાં કયા મૂળ ધાતુનું પ્રેરકરૂપ થયું છે તે કહેવું જેમ, 'પાડે છે'નો ધાતુ–'પડ' ધાતુનું પ્રેરકરૂપ, 'લખાવ્યુ'નો ધાતુ–'લખ' ધાતુનું પ્રેરકરૂપ.

---

## પાઠ ૭. સાધિત ધાતુનાં રૂપાખ્યાન.

મૂળ ધાતુપરથી જેટલા કાળ અને અર્થનાં રૂપ બને છે, તેટલાજ સાધિત ધાતુ પરથી બને છે.

### 'પડાવ' ધાતુનાં રૂપાખ્યાન.

#### શુદ્ધકાળમાં.

| કાળ. | નિશ્ચયાર્થ. | સંકેતાર્થ. | આજ્ઞાર્થ. | વિધ્યર્થ. |
|---|---|---|---|---|
| વર્તમાન. | તે પડાવે. | તે પડાવે. | તું પડાવ. તે પડાવે. | તેણે પડાવવું(કર્મણિ). |

| | | | | |
|---|---|---|---|---|
| પ્રથમભૂત. | તેણે પડાવ્યું (કર્મણિ). | તેણે પડાવ્યું (કર્મણિ). | ... | ... |
| દ્વિતીયભૂત. | તેણે પડાવેલું (કર્મણિ). | તેણે પડાવેલું (કર્મણિ). | ... | ... |
| નિયમિતભૂત. | તે પડાવતો. | તે પડાવત. | ... | ... |
| ભવિષ્ય. | તે પડાવશે–પડાવવાનો. | તે પડાવશે. | તું પડાવજે. | ... |

## મિશ્ર કાળમાં.

| કાળ. | નિશ્ચયાર્થ. | સંકેતાર્થ. |
|---|---|---|
| દ્વિત્વ વર્તમાન. | તે પડાવે છે. | તે પડાવતો હોય. |
| વર્તમાન ભૂત. | તે પડાવતો હતો. | તે પડાવતો હોત. |
| વર્તમાન ભવિષ્ય. | ... | તે પડાવતો હશે. |
| પ્રથમભૂત વર્ત્તમાન. | તેણે પડાવ્યુ છે (કર્મણિ). | તેણે પડાવ્યું હોય (કર્મણિ). |
| પ્રથમદ્વિત્વ ભૂત. | તેણે પડાવ્યું હતું (કર્મણિ). | તેણે પડાવ્યું હોત (કર્મણિ). |
| પ્રથમભૂત ભવિષ્ય. | ... | તેણે પડાવ્યું હશે (કર્મણિ). |
| દ્વિતીયભૂત વર્ત્તમાન. | તેણે પડાવેલુછે(કર્મણિ). | તેણે પડાવેલું હોય (કર્મણિ). |
| દ્વિતીય દ્વિત્વભૂત. | તેણે પડાવેલું હતું (કર્મણિ). | તેણે પડાવેલું હોત (કર્મણિ). |
| દ્વિતીયભૂત ભવિષ્ય. | ... | તેણે પડાવેલું હશે (કર્મણિ). |
| ભવિષ્ય વર્ત્તમાન. | તે પડાવવાનો–પડાવનારછે. | તેપડાવવાનો–પડાવનારહોય. |
| ભવિષ્ય ભૂત. | તે પડાવવાનો–પડાવનાર હતો. | તે પડાવવાનો–પડાવનાર હોત. |
| દ્વિત્વ ભવિષ્ય. | ... | તે પડાવવાનો–પડાવનાર હશે. |
| વિધ્યર્થ વર્ત્તમાન. | તેને પડાવવું છે (કર્મણિ). | તેને પડાવવું હોય (કર્મણિ). |
| વિધ્યર્થ ભૂત. | તેને પડાવવું હતું (કર્મણિ). | તેને પડાવવું હોત (કર્મણિ). |
| વિધ્યર્થ ભવિષ્ય. | ... | તેને પડાવવું હશે (કર્મણિ). |

શુદ્ધકાળના રૂપોમાં ભૂતકાળના સર્વ પ્રકાર, અને વિધ્યર્થમાં **કૃદંતજ** ક્રિયાપદનું કામ કરે છે.

સકર્મક મૂળ અને સાધિત ધાતુનાં ક્રિયાપદ પ્રથમભૂત, દ્વિતીય-ભૂત; પ્રથમભૂત વર્ત્તમાન, પ્રથમ દ્વિત્વભૂત, પ્રથમભૂત ભવિષ્ય; દ્વિ-તીયભૂત વર્ત્તમાન, દ્વિતીય દ્વિત્વ ભૂત, દ્વિતીયભૂત ભવિષ્ય; અને વિધ્યર્થનાં રૂપ કર્મણિ બને છે.

---

## પાઠ ૮. કૃદંતનો ઉપયોગ.

**કૃદંત નામ—**

૧. આ છોકરાનું **વાંચવું** ઠીક છે.

૨. તેને **ખાવું** ગમે છે.

૩. માણસે ગુણનો બદલો **વાળવો** જોઇએ.

૪. કાશીમા **મરવાથી** મોક્ષ મળે છે એમ તીર્થવાસીઓ માને છે, તેથી એવા ખ્યાલથી **મરવાને** કાશીમાં આવી રહે છે.

૫. મુકામે મુકામે રસોઇ **કરવાની** સોઇ મળી ન આવે.

૬. દેવું **પતાવવામાં** તમારી શોભા છે.

૭. આ દુનિયામા સાચું **બોલનારા** થોડા છે.

૮. કાશીનો દેખાવ **જોનારને** બહુ રળિયામણો લાગે છે.

૯. મારે કાઇ **લેવાનું** રહ્યું નથી.

પહેલા વાકયમા 'વાંચવુ' સામાન્ય કૃદંત 'છે' ક્રિયાપદનો કર્ત્તા છે. બીજા વાકયમા 'ખાવુ' સામાન્ય કૃદંત 'ગમે છે' ક્રિયાપદનો કર્ત્તા છે. ત્રીજા વાકયમાં 'વાળવો' સામાન્ય કૃદંત 'જોઇએ' ક્રિયાપદનું કર્મ છે. ચોથા વાકયમાં 'મરવાથી' 'મરવુ' સામાન્ય કૃદંતની પાંચમી વિ-ભક્તિ છે, તેનો સંબંધ 'મળે છે' ક્રિયાપદ સાથે છે. 'મરવાને' એ 'મરવુ' સામાન્ય કૃદંતની ચોથી વિભક્તિ છે. તેનો સંબંધ 'આવી

**રહે છે'** ક્રિયાપદ સાથે છે. પાચમા વાક્યમાં 'કરવાની' 'કરવુ'' સામાન્ય કૃદંતની છટ્ઠી વિભક્તિમાં છે, તેનો સંબંધ 'સોઇ' સાથે છે. છઠ્ઠા વાક્યમાં 'પતાવવામાં' 'પતાવવુ'' સામાન્ય કૃદંતની સાતમી વિભક્તિ છે, તેનો સંબંધ 'છે' ક્રિયાપદ સાથે છે.

સાતમા વાક્યમા 'બોલનારા' ભવિષ્યકૃદંત 'છે' ક્રિયાપદનો કર્ત્તા છે. આઠમા વાક્યમાં 'જોનારને' 'જોનાર' ભવિષ્ય કૃદંતની ચોથી વિભક્તિમાં છે ને 'લાગે છે' ક્રિયાપદનો કર્ત્તા છે. નવમા વાક્યમાં 'લેવાનું' ભવિષ્ય કૃદંત પ્રથમા વિભક્તિમા છે ને 'રહ્યું નથી' ક્રિયાપદનો કર્ત્તા છે.

**નામ** જેમ વાક્યમા ક્રિયાપદના કર્ત્તાકર્મ થાય છે, છટ્ઠી વિભક્તિ લાગી હોય તો વિશેષણ જેવું કામ કરે છે, બાકીની વિભક્તિઓથી ક્રિયાપદ સાથે અન્ય સંબંધથી જોડાય છે, તેવીજ રીતે ઉપલા વાક્યોમાં **સામાન્ય** અને **ભવિષ્ય કૃદંત** કામ કરે છે તે આપણે તપાસ્યું, માટે તે કૃદંતો નામ તરીકે વપરાયલા ગણાય.

**ધાતુ પર સામાન્ય કૃદંતના પ્રત્યય વો, વી, વું; અને ભવિષ્ય કૃદંતના પ્રત્યય નારો, નારી, નારૂં, નાર, વાનું લગાડવાથી કૃદંત નામ બને છે.** 'કર' ધાતુ પરથી કરવો, કરવી, કરવું; કરનારો, કરનારી, કરનારૂં, કરનાર, કરવાનું.

કૃદંત નામને જાતિ, વચન, ને વિભક્તિ લાગે છે. જેમ, કરવું, કરવા, કરવાને, કરનારનું, ઇત્યાદિ.

વો, વી, વું, પ્રત્યયવાળા કૃદંત નામ જ્યારે પહેલી વિભક્તિમા હોય છે, ત્યારે તેને તેના ક્રિયાનાથનાં જાતિવચન લાગે છે. જેમ, ચોપડી **લખવી** સારી છે, પણ જ્યારે પહેલી સિવાય બીજી હરકોઇ વિભક્તિમાં હોય છે, ત્યારે તે નાન્યતરજાતિના એકવચનમાં હોય છે. જેમ, ગંગા **લખવા** બેઠી.

સામાન્ય કૃદંત નામને ચોથી વિભક્તિનો **'ને'** પ્રત્યય ઘણીવાર અધ્યાહાર રહે છે. જેમ, તે પાણી **પીવા** (પીવાને સારૂ) ગયો. આ ચોથી વિભક્તિ **હેતુ અર્થે** હોય છે. તેની પછી કાજે, માટે, લીધે, અર્થે, સારૂ નામયોગી અવ્યય આવે છે.

ભવિષ્ય કૃદંત પછી વિશેષ્ય આવેલો હોય, તો તેનું પદચ્છેદ કૃદંત વિશેષણ કરવું. જેમ, માબાપનું કહ્યું ન **માનનારાં** બાળક દૂખી થાય છે.

માર, રહેણી, ભણતર, દળામણ, ખાનપાન, મરણ, ઘેરો, ચરાઇ, વગેરે શબ્દો નામ તરીકે વપરાય છે, પણ તેમા ક્રિયા રહેલી છે માટે એ નામો ભાવવાચક નામમાં ગણાય.

**કૃદંત વિશેષણ—**

૧. **દોડતો** ઘોડો પડયો.

૨. **લખી** વાત મિથ્યા ન થાય.

૩. **ખાધેલું** અન્ન પચ્યું નહિ.

૪. હું મુબઇ **જવાનો** છું.

પહેલા વાક્યમા 'દોડતો' વર્તમાન કૃદંત 'ઘોડા'નું, બીજા વાક્યમા 'લખી' પ્રથમભૂત કૃદંત 'વાત'નુ, ત્રીજા વાક્યમા 'ખાધેલું' દ્વિતીય ભૂત કૃદંત 'અન્ન'નું વિશેષણ છે. ચોથા વાકયમાં 'જવાનો' ભવિષ્ય કૃદંત 'છું' ક્રિયાપદનું પૂરક છે, એ વિધિપૂરક વિશેષણ છે.

**વિશેષણ** જેમ નામનો, ક્રિયાનો, બીજા વિશેષણનો, કે ક્રિયાવિશેષણનો ગુણ બતાવે છે, તેમ ઉપલા વાકયોમાં વર્ત્તમાન, પ્રથમ ભૂત, દ્વિતીય ભૂત, અને ભવિષ્ય કૃદંતો વિશેષણનું કામ કરે છે માટે તે **કૃદંત વિશેષણ** કહેવાય.

**ધાતુ પર વર્ત્તમાન કૃદંતના પ્રત્યય તો, તી, તું; પ્રથમ ભૂત કૃદંતના પ્રત્યય યો, ઈ, યું; દ્વિતીયભૂત કૃદંતના પ્રત્યય**

**એલો, એલી, એલું, એલ; અને ભવિષ્ય કૃદંતના પ્રત્યય વાનો, વાની, વાનું લગાડવાથી કૃદંત વિશેષણ બને છે.** જેમ, 'કર' ધાતુ પરથી કરતો, કરતી, કરતું; કર્યો, કરી, કર્યું; કરેલો, કરેલી, કરેલું, કરેલ; કરવાનો, કરવાની, કરવાનું.

કૃદંત વિશેષણને તેના વિશેષ્યનાં જાતિવચન લાગે છે, પણ વિભક્તિના છૂટા પ્રત્યય લાગતા નથી. જ્યારે તેના વિશેષ્ય વિના એકલાં આવે છે, ત્યારે સર્વે વિભક્તિઓ તેને લાગે છે. જેમ **છાપેલા** કાગળને, **સુતેલાને** ન જગાડો, ૪૦.

**પદચ્છેદને લગતી સૂચના:—**

(૧). સઘળી જાતના કૃદંત વિશેષણો વિશેષ્યની સાથે આવે તો કૃદંત વિશેષણ, એકલાં આવે તો કૃદંત નામ. ઉદાહરણ—

કોઇ **ચાલતા** બળદને આર ન દે, **લખી** વાત મિથ્યા ન થાય, તે કાલે **આવવાનો** છે, સરકારમા **છાપેલી** અરજી મોકલવી. આ વાક્યોમા, 'ચાલતા,' 'લખી,' 'આવવાનો', અને 'છાપેલી' કૃદંત વિશેષણ છે.

સૌને **ખાતાં** આવડે (કર્ત્તાર્થે), છોકરૂ **બોલતાં** શીખ્યુ. (કર્માર્થે), કામ **કર્યાથી** ફાયદો થશે, મને **લખવાનું** ગમે છે, **થુંકેલું** ન ગળાય. આ વાક્યોમા 'ખાતા', 'બોલતા', 'કર્યાથી', 'લખવાનુ', અને 'થુંકેલુ'' કૃદંત નામ છે. કેટલાક **છાપવાની** કળા, **લખવાની** સાહી, **વાંચવાની** બાધા, એમા 'છાપવાની,' 'લખવાની,' અને 'વાંચવાની' કૃદંત વિશેષણમા લે છે, પરંતુ તે ઠેકાણે તે કૃદંત નામ જ છે, વિશેષણ જેવો અર્થ સંબંધ બતાવનાર છઠ્ઠી વિભક્તિ લાગવાથી તેમાં આવે છે. કૃદંત વિશેષણ જ્યારે કૃદંત નામના અર્થમાં વપરાય છે, ત્યારે તે નાન્યતરજાતિ એકવચનમાં આવે છે.

(૨). વર્તમાન કે ભૂતકૃદંત ક્રિયાપદનો ગુણ બતાવે, ત્યા તેનું પદચ્છેદ **ક્રિયાવિશેષણરૂપ** વર્તમાન કે ભૂતકૃદંત થાય છે. જેમ, આ માણસ **દોડતો** આવે છે, આ ગ્રંથ બહુ **વાંચેલો** જણાય છે.

(૩) સંસ્કૃતમાં '**ઇત**', '**ત**', અથવા '**ન**' પ્રત્યય ધાતુપર આવવાથી ભૂતકૃદંત બને છે, એવા કેટલાંક ભૂતકૃદંત ગુજરાતી ભાષામા વપરાય છે, તેનું પદચ્છેદ **વિશેષણ** કરવું. જેમ, ગત, મોહિત, ચકિત, દત્ત, ઉત્પન્ન, ઇ૦.

(૪). ધાતુને કેટલાક ક્રિયાવાચક પ્રત્યય લાગવાથી **વિશેષણ** બને છે તે કૃદંત વિશેષણમાં ન ગણાય. જેમ, કરડકણો ( કૂતરો ), મારકણો (સાંઢ), લડકારી (વહુ), સુધરેલી (પ્રજા), અડીએલ (ઘોડો).

**કૃદંત અવ્યયઃ—**

૧. છોકરો ચોપડો **લખી** જતો રહ્યો.

૨. છોકરાં ગેડીદડે **રમીને** થાકયા.

૩. શહેરની સ્ત્રીઓ પાણી **ભરીને** આનંદમાં આવતી હતી.

પહેલા વાકયમાં 'લખી' સંબંધક ભૂતકૃદંત 'લખવાની' અને 'જતા રહેવાની' ક્રિયાને સાધે છે. બીજા વાકયમાં 'રમીને' સંબંધક ભૂતકૃદંત 'રમવાની' અને 'થાકવાની' ક્રિયાને સાધે છે. ત્રીજા વાકયમા 'ભરીને' સંબંધક ભૂતકૃદંત 'ભરવાની' અને 'આવવાની' ક્રિયાને સાધે છે. 'લખી', 'રમીને', અને 'ભરીને' કૃદંતના રૂપમા ફેરફાર થતો નથી. છોકરો ચોપડો **લખી** જતો રહ્યો, છોકરી ચોપડો **લખી** જતી રહી, છોકરૂં ચોપડો **લખી** જતું રહ્યું. અહીં કૃદંતો **અવ્યય** તરીકે વપરાયા છે, અને તે વિધિવર્ધક ( ક્રિયાવિશેષણ અવ્યય ) છે માટે આવા કૃદંતોને **કૃદંત અવ્યય** કહે છે.

**ધાતુપર સંબંધકભૂત કૃદંતનો 'ઇ' અને 'ઇને' પ્રત્યય.**

**લગાડવાથી કૃદંત અવ્યય બને છે.** જેમ ‘કર’ ધાતુ પરથી કરી, કરીને.

**પદચ્છેદને લગતી સૂચના:—**

(૧). ‘ઇ’ અને ‘**તાં**’ પ્રત્યયથી કૃદંત વિશેષણ અને કૃદંત અવ્યય બને છે. જો તે તેના વિશેષ્ય પ્રમાણે ફરતા હોય તો કૃદંત વિશેષણ અને ન ફરતાં હોય તો કૃદંત અવ્યય જાણવાં. જેમ, **ગઈ** તિથિ બ્રાહ્મણ ન વાચે, મેં **દોડતાં** ઘોડાં જોયાં. આ વાક્યોમાં ‘ગઇ’ અને ‘દોડતા’ કૃદંત વિશેષણ છે. છોકરો ચોપડો **લખી** જતો રહ્યો, ગંગા કામ **કરતાં** થાકી ગઈ. આ વાક્યોમાં ‘લખી’ અને ‘કરતાં’ કૃદંત અવ્યય છે. ‘લખી’ એ ક્રિયાવિશેષણરૂપ સંબંધક ભૂતકૃદંત છે, અને ‘કરતાં’ એ ક્રિયાવિશેષણ રૂપ વર્તમાન કૃદંત છે. કવિતામા ‘કરન્તા’, ‘ભણુન્તા’ જેવા રૂપ વપરાય છે.

(૨). કૃદંત અવ્યયમાં જ્યારે ક્રિયાનો અર્થ ન જણાય, ત્યારે તેને ફક્ત અવ્યય કહેવા. જેમ, **કરતાં** મુકાબલો કરવામાં વપરાય છે, તે **નામયોગી અવ્યય** છે. ઉદાહરણ—છગન કરતાં મગન મોટો છે.

**કરીને** ‘વડે’ના **અર્થમાં** વપરાય છે ત્યાં તે નામયોગી અવ્યય છે. ઉદાહરણ—છરીએ કરીને કપાયું.

લીધે, લગણ, વળી, વળતી, છો, છોને એ ધાતુ પરથી થએલા અવ્યયો છે.

---

**અપૂર્ણ ધાતુ:—‘છ’** ધાતુ પરથી છતો, છતી, છતું, છતા, છતાં; **‘હો’** ધાતુ પરથી હોવો, હોવી, હોવું, હોનારો, હોનારી, હોનારૂં, હોનાર, હોઇ, હોઇને, હોતાં; **‘જો’** ધાતુ પરથી જોઇતો, જોઇતી, જોઇતું, જોઇતા, જોઇતાં; અને **‘ઉભ’** ધાતુ પરથી **ઉભો,** ઉભી, ઉભું, ઉભા, ઉભાં, ઉભેલો, ઉભેલી, ઉભેલું, ઉભેલા, ઉભેલાં ઉભેલ કૃદંત થાય છે.

અકર્મક મૂળ ધાતુ પરથી કર્ત્તરિ રચનામાં જેમ કૃદંતો થાય છે, તેમ ભાવેરચનામાં કૃદંતો થાય છે. ભાવેરચનામાં મૂળ ધાતુમાં વચ્ચે કે છેડે **'આ'** હોય, તો તેનો **'અ'** કરીને છેડે **'આ'** કે **'વા'** ઉમેરી પછી કૃદંતના પ્રત્યય લાગે છે. જેમ, પડ–પડા, જા–જવા, સુ–સુવા.

'દોડ' ધાતુના કૃદંતો.

| કૃદંત. | કર્ત્તરિરચના. | ભાવેરચના. |
|---|---|---|
| વર્ત્તમાન કૃદંત. | દોડતો–તી–તુ. | દોડાતું. |
| પ્રથમભૂત કૃદંત. | દોડયો–ડી–ડ્યું. | દોડાયું. |
| દ્વિતીયભૂત કૃદંત. | દોડેલો–લી–લું. | દોડાયલું. |
| ભવિષ્ય કૃદંત. | દોડવાનો–ની–નું; | દોડાવાનું; |
| | દોડનારો–રી–રું–ર. | દોડાનારૂં. |
| સંબંધક ભૂત કૃદંત. | દોડી, દોડીને. | દોડાઈ–દોડાઇને. |
| સામાન્ય કૃદંત. | દોડવું ( ભાવે રચના ). | દોડાવું. |

મૂળધાતુના જેવા કૃદંતો થાય છે તેવા સાધિત ધાતુના થાય છે.

**'કરાવ'** ( 'કર' ધાતુનો પ્રેરક ) ધાતુ.

| કૃદંત. | | કર્મણિ કૃદંતો. |
|---|---|---|
| વર્ત્તમાન કૃદંત. | કરાવતો–તી–તું. | કરાવાતો–તી–તું. |
| પ્રથમભૂત કૃદંત. | કરાવ્યો–વી–વ્યું (કર્મણિ). | કરાવાયો–ઇ–યું. |
| દ્વિતીયભૂત કૃદંત. | કરાવેલો–લી–લું (કર્મણિ). | કરાવાયલો–લી–લું. |
| ભવિષ્ય કૃદંત. | કરાવવાનો–ની–નું; | કરાવાવાનો–ની–નું; |
| | કરાવનારો–રી–રું–ર. | કરાવાનારો–રી–રું–ર. |
| સંબંધકભૂત કૃદંત. | કરાવી–કરાવીને. | કરાવાઇ–કરાવાઇને. |
| સામાન્ય કૃદંત. | કરાવવો–વી–વું (કર્મણિ). | કરાવાવો–વી–વું. |

કૃદંત **અને ક્રિયાપદમાં ફેર એટલોજ કે ક્રિયાપદથી વાક્ય બને,**

પણ કૃદંતથી ન બને; તોપણ ક્રિયાપદને જેમ કર્ત્તા, કર્મ, ક્રિયાવિશે-ષણ કે ક્રિયાવિશેષણના અર્થમાં વપરાતું નામ લાગે છે, તેમ કૃદંતને પણ લાગે છે. જેમ, તે વેળા એક કઠિયારો ગધેડાપર લાકડા **ભરી** તેની દુકાને **વેચવા** આવ્યો. આ વાકયમા 'ભરી' સંબંધકભૂત કૃદંત અવ્યય છે, તેનો કર્ત્તા 'એક કઠિયારો' ને કર્મ 'લાકડા' છે. 'એક કઠિયારો' 'આવ્યો' ક્રિયાપદનો પણ કર્ત્તા છે, 'ગધેડાપર' એ 'ભરી' કૃદંતનું વિધેયવર્ધક સ્થળાર્થે છે. 'તેની દુકાને' એ 'વેચવા' સામાન્ય કૃદંતનું વિધેયવર્ધક સ્થળાર્થે છે. ઝડપથી **દોડતો** ઘોડો પડ્યો. એમા 'ઝડપથી,' 'દોડતો' કૃદંતનું ક્રિયાવિશેષણ છે.

---

## પાઠ ૯. સંયુક્ત ક્રિયાપદ.

જ્યારે બે ક્રિયાપદ જોડે આવી બીજા ક્રિયાપદમાથી તેનો મૂ-ળનો અર્થ જતો રહી પહેલાના અર્થમા ત્વરા વગેરેનો વધારો કરે છે, ત્યારે તે સંયુકત ક્રિયાપદ કહેવાય છે, વગેરે સંયુકત ક્રિયાપદને લગતી કેટલીક હકીકત તમે બીજા ભાગમા શીખી ગયા છો. આ ભાગમા સંયુકત ક્રિયાપદની પદચ્છેદ, વગેરેને લગતી હકીકત કહેવામાં આવશે.

સંયુક્ત ક્રિયાપદના કાળના રૂપ લેવામા પહેલું ક્રિયાપદ આખું ને બીજા ક્રિયાપદનો ધાતુ લઇ રૂપ કરવા. જેમ, 'લખી ચૂક્યો' ક્રિયાપદમા 'લખી ચૂક' ધાતુ લઇ રૂપ બનાવાય.

**શુદ્ધકાળો:**—લખી ચૂકું, લખી ચૂકે, લખી ચૂક્યો, લખી ચૂ-કેલો, લખી ચૂકતો, લખી ચૂકીશ, વગેરે.

**મિશ્રકાળો**—લખી ચૂકું છું, લખી ચૂકતો હોઉં, લખી ચૂક્યો હતો; લખી ચૂક્યો હોત, લખી ચૂક્યો હશે, લખી ચૂકવાનો હતો, વગેરે.

**કર્મણિ રચના:**—લખી ચૂકાય છે, લખી ચૂકાયો, લખી ચૂકાશે, વગેરે.

**કૃદંતઃ**—લખી ચૂકતો, લખી ચૂક્યો, લખી ચૂકવાનો, લખી ચૂકેલો, લખી ચૂકનાર, લખી ચૂકીને, વગેરે.

**સંયુક્ત ક્રિયાપદના પદચ્છેદમાં** નીચેના નિયમો યાદ રાખવા.

**अ.** જે બે ક્રિયાપદો મળી સંયુક્ત ક્રિયાપદ બને, તેનું પદ-ચ્છેદ ભેગું કરવું.

**ब.** જે જે ધાતુનું સંયુક્ત ક્રિયાપદ બન્યું હોય, તે તે ધાતુ કહેવા.

**क.** સંયુક્ત ક્રિયાપદમાં જાત પહેલા ક્રિયાપદની અને કાળ બીજા ક્રિયાપદનો કહેવો.

**ड.** સંયુક્ત ક્રિયાપદમા સઘળા ક્રિયાપદોનો ક્રિયાનાથ એકજ હોય છે, તે કર્તાની વિભક્તિ પરથી માલૂમ પડશે.

**ઉદાહરણ**—

(૧). છોકરો પાઠ **વાંચી ચૂકયો.** (વાચવાનું કામ પૂર્ણ થયું છે).

**વાંચી ચૂકયોઃ**—કર્તા 'છોકરો,' કર્મ 'પાઠ' માટે સકર્મક ક્રિયા-પદ, વાચ અને ચૂક ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્તા 'છોકરો', ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્તરિપ્રયોગ.

(૨). **તે જતો રહ્યો હશે** (જવાનું કામ પૂર્ણ થયું હશે).

**'જતો રહ્યો હશે'**—કર્તા 'તે', કર્મ નથી માટે અકર્મક ક્રિયા-પદ, જા અને રહે ધાતુ, પ્રથમભૂત ભવિષ્યકાળ, સંશયાર્થ, ક્રિયાનાથ કર્તા 'તે', ત્રીજો પુરૂષ, નરજાતિ, એકવચન, અકર્મક કર્તરિપ્રયોગ.

(૩). છોકરે **બેસી રહેવું** જોઇતું હતુ. (સંયુક્ત ક્રિયાવાચક સામાન્ય કૃદંત નામ છે.) 'જોઇતું હતું' નું કર્મ છે.

**'જોઇતું હતુ'**:—કર્તા 'છોકરે', કર્મ 'બેસી રહેવુ' માટે સક-ર્મક ક્રિયાપદ, જો ધાતુ, વર્તમાન ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ 'બેસી રહેવું,' ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

(૪). કર આપ્યાથી આપણને **માર્યા જવાનો** ભો નથી. (સં-યુક્ત **ક્રિયાવાચક** સામાન્ય કૃદંત નામ છે.)

(૫). પોતાની સઘળી ઇમારત **બળી જતી** તે નજરે જુએ છે. (સંયુક્ત ક્રિયાવાચક વર્ત્તમાન કૃદંત વિશેષણ છે)

(૬). એ કર તેમની પાસેથીજ **લેવામાં આવે છે.**

**'લેવામાં આવે છે'** (લેવાય છે):—કર્ત્તા 'લેનારથી' અધ્યાહાર, કર્મ 'કર' માટે સકર્મક ક્રિયાપદ, લે અને આવ ધાતુ, દ્વિત્વ-વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ 'કર' માટે ૩. પુ. નરજાતિ, એક-વચન, કર્મણિપ્રયોગ.

(૭). તેમને 'સર' નો ઇલ્કાબ **આપવામાં આવ્યો.**

**'આપવામાં આવ્યો'** (અપાયો):—કર્ત્તા 'આપનારથી' અધ્યાહાર, કર્મ 'ઇલ્કાબ' માટે સકર્મક ક્રિયાપદ, આપ અને આવ ધાતુ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ 'ઇલ્કાબ' માટે ૩. પુ. નરજાતિ, એકવચન, કર્મણિપ્રયોગ.

(૮). તે વાતો **વાંચ્યા કરે છે.** (ચાલુ ક્રિયાનો અર્થ દેખાડે છે.)

**'વાંચ્યા કરે છે'**:—કર્ત્તા 'તે', કર્મ 'વાતો' માટે સકર્મક ક્રિયા-પદ, 'વાંચ' અને 'કર' ધાતુ, દ્વિત્વ વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તે', ૩. પુ., એ. વ., સકર્મક કર્ત્તરિપ્રયોગ.

**(૯). તું બોલ્યે જા** (ચાલુ ક્રિયાનો અર્થ દેખાડે છે. બોલ-નારની ઇચ્છા કર્મ વાપરવાની નથી માટે સકર્મક ક્રિયાપદ અકર્મક તરીકે વપરાયુ છે.)

'બોલ્યે જા':—કર્ત્તા 'તુ', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'બોલ' અને 'જા' ધાતુ, વર્તમાનકાળ, આજ્ઞાર્થ, ક્રિયાનાથ 'તું', બી. પુ., એ. વ., અકર્મક કર્તરિપ્રયોગ.

---

## પાઠ ૧૦. પ્રયોગ વિષે વિશેષ વિચાર.

પ્રયોગ ત્રણ છે. કર્ત્તરિ, કર્મણિ, અને ભાવે. અકર્મક ક્રિયાપદ કર્ત્તરિ ને ભાવે પ્રયોગમાં, અને સકર્મક ક્રિયાપદ કર્ત્તરિ ને કર્મણિ પ્રયોગમાં આવે છે. આ તમે બીજા ભાગમા શીખી ગયા છો. આ પાઠમાં તે સંબંધી કંઈક વિશેષ હકીકત કહેવામાં આવશે.

સકર્મક ક્રિયાપદ કર્મણિ પ્રયોગમા બે રીતે આવી શકે છે. કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય ત્યારે, અને કર્ત્તા પાચમી વિભક્તિમા હોય ત્યારે આવે છે. ઉદા. **મગને** પાઠ વાંચ્યો. **મગનથી** પાઠ વંચાયો. બંનેનો અર્થ સરખોજ છે; પણ બીજા વાક્યમા શક્યતાનો અર્થ રહેલો છે.

ઘણુંકરીને સકર્મક ક્રિયાપદ ભૂતકાળે કર્મણિ પ્રયોગ આવે છે; પણ કેટલાક સકર્મક ધાતુના ક્રિયાપદનો કર્ત્તા ભૂતકાળે ત્રીજી વિભક્તિમા ન આવતાં નામાર્થે પહેલી વિભક્તિમા રહે છે, તેથી તેવા ક્રિયાપદો ભૂતકાળે કર્ત્તરિ પ્રયોગમા આવે છે. ઉદાહરણ–અડ, અડક, વળગ, મળ, શીખ, ભણ, સમજ; બોલ, વદ, ઉચર; ચૂક, ભૂલ, વીસર; જમ, પામ, લાવ, ધાવ, બબડ, હાર, જીત, ઇત્યાદિ. જેમ, હું વાત **ચૂકયો–ભૂલ્યો–વીસર્યો;** છોકરો રોટલી **જમ્યો.**

કેટલાક સકર્મક ધાતુનાં ક્રિયાપદોનો કર્ત્તા ભૂતકાળે પહેલી (નામાર્થે), અગર ત્રીજી વિભક્તિમાં આવે છે, તેથી એમાં ક્રિયાપદનો કર્ત્તા પહેલી વિભક્તિમા હોય તો કર્ત્તરિ, ને ત્રીજી વિભક્તિમાં હોય તો કર્મણિ પ્રયોગ થાય. ઉદાહરણ–ઓચર, કરડ, ડશ, તજ, પરણ, રમ, ઇત્યાદિ. જેમ, હું વાત ઓચર્યો (કર્તરિ), મેં વાત ઓચરી (કર્મણિ); તે છોકરીને વીંછી કરડયો (કર્તરિ), ઉંદરે પાઘડી કરડી (કર્મણિ).

# પાઠ ૧૧. અવ્યય વિષે વિશેષ વિચાર.

જે શબ્દના રૂપમાં જાતિ, વચન કે વિભક્તિને લીધે ફેરફાર થતો નથી તે અવિકારી વિશેષણ ન હોય તો અવ્યય કહેવાય છે. કેટલાક અવ્યય ક્રિયાપદનું સ્થળ, કાળ, રીત ને હેતુ બતાવે છે, કેટલાક અવ્યય નામ સાથે જોડાય છે, કેટલાક અવ્યય બે વાક્ય કે શબ્દને જોડે છે, અને કેટલાક અવ્યય વાક્યમાંના કોઇ પણ શબ્દ સાથે સંબંધ રાખતા નથી. આ ચાર જાતના અવ્યય વિષે તમે શીખી ગયા છો. આ પાઠમા તમને ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયી અવ્યયના વિશેષ પ્રકાર શિખવવામાં આવશે, જે તમને મિશ્ર અને સંયુક્ત વાક્યનું પૃથક્કરણ તથા શંકાશીલ અવ્યયોનું પદચ્છેદ શીખવાને ઉપયોગી થશે.

## ક્રિયાવિશેષણ અવ્યયના પ્રકાર.

૧. કાળવાચક—

**अ. અમુકકાળ**—હમણા, અત્યારે, એટલામા, ક્યારે, જયારે, ત્યારે, ઝટ, ઝટપટ, તત્કાળ, તત્ક્ષણ, તરત, તરતાતરત, હવે, હવે પછી, આજ, આજે, કાલ, કાલે, પરમદહાડે, પેલેદહાડે, ઓણ, પો'ર, પરાર, પેલેવર્ષ, કદી, વળતી, પછી, પ્રથમ, પહેલાં, પૂર્વે, અગાઉ, અગાડી, હજી, હાલ, હાલમા, હજુસુધી, આગળથી. વચગાળે, અંતે, આખરે, પછીથી.

**ख. જાથુકાળ**—નિત્ય, નિરંતર, રોજ, હંમેશાં, જાથુ, અહોનિશ, સદા, સર્વદા.

**क. કાળની પુનરાવૃત્તિ**—વારંવાર, વારાફરતી, વારેવારે, વારેઘડીએ, ફરીફરીથી, ઘણીવાર, ફરીફરીને, ફેરેફેરે, પળેપળે, ક્ષણેક્ષણે,

ઘડીએઘડીએ, ઘડીઘડી, રોજરોજ, નિત્યનિત્ય, દિનદિન, દહાડેદહાડે, મહીનેમહીને, વર્ષોવર્ષ, એકાંતરે, ક્વચિત્, હમણાહમણા, હાલહાલ.

**૨. સ્થળવાચક**—

**अ. અમુકસ્થળ**—જ્યાં, જહી, જ્યાઆગળ; ત્યા, તહી, ત્યાઆગળ; હ્યા, અહી, અહીઆગળ; પાસે, નજીક, થડમાં; લગભગ, લગોલગ; દૂર, આઘે, છેટે, વેગળે; પુઠે, પાછળ, વાસે, પછવાડે; ઉપર, ઉંચે; મધ્યે, વચ્ચે; નીચે, હેઠળ, હેઠવાસ; માંહે, અંદર, ઠેઠ; અધવચ, અંતરીઆળ, અંતરિક્ષ.

**ब. દિશા બતાવનાર**—આમ, આણીગમ, આણીતરફ, આણીકાર; એમ, એણીગમ, એણીતરફ, એણીકાર; જેમ, જેણીગમ, જેણીતરફ, જેણીકાર; તેમ, તેણીગમ, તેણીતરફ, તેણીકાર; કેમ, કેણીગમ, કેણીતરફ, કેણીકાર; ઉગમણા, આથમણા, ઉત્તરાતા, દક્ષિણાતા, આડકતરાતા.

**૩. રીતિવાચક**—આમ, એમ, જેમ, તેમ; આ પ્રમાણે, એ પ્રમાણે, જે પ્રમાણે, તે પ્રમાણે; આસ્તે, ધીમે, હળવે; આસ્તેઆસ્તે, સારીપેઠે, વ્યર્થ, ફોકટ, જેમનેજેમ, તેમનેતેમ, તેનેતે.

**૪. હેતુવાચક**—કેમ.

**૫. સંશયવાચક**—કદાચ, કદાચિત્, કદી, કદાપિ, રખે, રખેને, જાણે, શકે, ઘણુંકરીને, સોવસા.

**૬. નિશ્ચયવાચક**—ખરે, ખરેખર, ખરેખાત, ખરૂ, ખચીત, ખસુસ, નક્કી, નિશ્ચે, અવશ્ય, જ, બેશક, મુકરર, નિ:શંક, બેધડક, બેફિકર.

**૭. સ્થિતિવાચક**—

**अ. ન્યૂનતા**—થોડું, ઓછું, અલ્પ, જૂજ, જરા, જરાતરા, જરાક, કિંચિત્, કંઇક, લગાર, લગારેક, લેશ, રજ, થોડુંઘણું, ઘણુંખરૂં.

**ज. અધિકતા**—ઘણું, વધારે, બહુ, અતિ, અતિશય, પુષ્કળ, વિશેષ, અધિક, અદકું.

**क. તૃપ્તિ**—બસ, એટલું, બરાબર, બહુ, પુષ્કળ, ઘણું.

**ड. પૂર્ણતા**—છેક, તદ્દન, બિલકુલ, જરેજર, રજમાત્ર, પૂરેપૂરૂં, પરિપૂર્ણ, સંપૂર્ણ.

૮. **અનુકરણવાચક**—ચમચમ, ધબધબ, તડાતડ, ધડાધડ, ફડાફડ.

૯. **સ્વીકારવાચક**—હા, ભલે, સારૂં, વારૂ, ઠીક, હશે, ખેર. જેમ, **ભલે**, કાલે પધારજો.) બોલનારે સામા માણસની ક્રિયા સ્વીકારી છે.)

૧૦. **નકારવાચક**—ન, ના, નહિ, નવ, મા.

૧૧. **ગુણવાચક**—ભલું, ભુંડું; સારૂં, નઠારૂં-નરસું; અચ્છું, બુરૂં; સરસ, નરસ; ખરૂં, ખોટું; વાજબી, ગેરવાજબી; ઠીકાઠીક.

**ટીપ**:—આ સિવાય જે વિશેષણ બીજા વિશેષણના કે ક્રિયાવિશેષણ અવ્યયના અર્થમાં વધારો કરે છે તેને પણ ક્રિયાવિશેષણ અવ્યય કહે છે. જેમ, એક લગભગ કાળો સાપ ઘાસમાં થઇને ઘણી ઝડપથી ચાલ્યો ગયો આમાં 'લગભગ' કાળો વિશેષણના અર્થમા, ને 'ઘણી' ઝડપથી ક્રિયાવિશેષણના અર્થમા વધારો કરે છે માટે તે ક્રિ. વિ. અ. ગણાય.

---

## નામયોગી અવ્યયના અર્થ પ્રમાણે વિભાગ.

૧. **સ્થળવાચક.**—અગાડી, આગળ, આસપાસ, પાર, આરપાર, કને, જોડે, તળે, નીચે, હેઠળ, પર, ઉપર, પુઠે, પુંઠળ, પછવાડે, પાછળ, પછાડી, પાસે, સન્મુખ, સામણે, સામે, સામા, સાથે, સોડે, હારે, લગોલગ, વચ્ચે, વચ્ચોવચ, વાંસે, બહાર, મધ્યે, માંહે, અંદર, મોઝાર.

**૨. દિશા બતાવનાર**—ગમ, ભણી, તરફ.

**૩. અંતર બતાવનાર**—પર્યંત, લગી, સુધી.

**૪. કાળવાચક**—અગાઉ, અગાડી, આગળ, પૂર્વે, પહેલા, પછી, પછવાડે, પછાડી, પશ્ચાત, પાછળ, પુઠે, પુઠળ, વાંસે.

**૫. હેતુવાચક**—અર્થે, કાજે, કારણે, બદલે, સાટે, માટે, લીધે, વાસ્તે, સારૂ, કરીને.

**૬. રીતિવાચક**—પેઠે, ગોડે.

**૭. સાધન બતાવનાર**—વતી, વતે, વડે, માર્ફતે, હસ્તક, હસ્તુ.

**૮. સાહિત્ય બતાવનાર**—સહિત, સોત, સુદ્ધા, સમેત.

**૯. સંબંધ બતાવનાર**—વિષે, સંબંધી, પ્રતિ, પ્રત્યે.

**૧૦ બાતલતા**—વગર, વિણુ, વણુ, વિના, સિવાય, પાખે, ઉપરાંત.

**૧૧. મુકાબલો**—કરતાં.

---

## ઉભયાન્વયી અવ્યયના પ્રકાર.

૧. **સમુચ્ચયવાચક**—જે અવ્યયો એકઠાપણું બતાવે છે તે. ઉદા. અને, ને, તથા.

કેટલાકનો રંગ શામળો છે ને કેટલાકનો પીળો છે.

૨. **વિકલ્પવાચક**—એ અવ્યયો આ કે આ, એમાંથી એકની ઇચ્છા બતાવે છે. ઉદા. અથવા, વા, કિવા, અગર, કે, યાતો, કાંતો.

આંખો આસમાની કે ભૂરી છે.

૩. **વિરોધવાચક**—એ અવ્યયો ઉલટાપણું બતાવે છે. ઉદા. પણ, પરન્તુ, સામું, ઉલટું, તથાપિ, તોપણ, નહિતો, નીકર.

તેમની ભાષા પરસ્પર મળતી આવે છે, **પરન્તુ** આર્ય નથી. તે કમાય તો ક્યાંથી ઉલટું ખુએ છે.

૪. **કારણવાચક**—એ અવ્યયો પહેલા વાક્યનું કારણ બીજા વાક્યમાં જણાવેલું હોય, તેવાં વાક્યની વચ્ચે આવે છે. ઉદા. કારણકે, કારણજે, કેમકે, કેમજે, કાકે, કાંજે.

સિકંદર અને નેપોલીઅને ઘણા દેશ જીતીને મોટી ક્યાત મેળવી, **કેમકે** તેઓ કીર્તિરૂપી મોટાઈના ભૂખ્યા હતા.

૫. **પરિણામવાચક**—એ અવ્યયો પહેલા વાક્યનું પરિણામ બીજા વાક્યમાં જણાવેલું હોય, તેવા વાક્યની વચ્ચે આવે છે. ઉદા. માટે, એટલે, તેથી, એથી, તેથીકરીને, તેમાટે.

જમીનને પાણી પાવાને નહેરો ખોદી, **તેથી** જમીન અતિ રસાળ બની.

૬. **સંકેતબોધક**—સંકેત એટલે શરત બતાવતી વખતે અવ્યયના જે જોડકા વપરાય છે તે. જોડકામાંનો પહેલો અવ્યય પહેલા વાક્યના આરંભમાં, ને બીજો અવ્યય બીજા વાક્યના આરંભમાં આવે છે. વખતે જોડકામાંના પહેલા અવ્યયનો અધ્યાહાર રહે, પણ બીજા અવ્યયનો અધ્યાહાર તો નજ રહે. ઉદા. જો–તો, જોકે–તોપણ, અગરજો–તોપણ.

**જો** તેમાં નહિ ફવાય **તો** બીજામા ફવાશેજ.

સોક્રેટીસે માફી માગી હોત **તો** તેની શિક્ષામા કંઇક ઘટાડો થાત.

૭. **સંબંધવાચક**—એ અવ્યયો સંબંધ બતાવતાં વપરાય છે. ઉદા. જ્યારે–ત્યારે, જેમ–તેમ, જ્યાં–ત્યા. આ અવ્યયોને ક્રિયાવિશેષણમાં પણ ગણે છે. જ્યારે વખત, સ્થળ અને રીત બતાવી કોઇ ક્રિયાપદનો ગુણ બતાવે છે ત્યારે તે ક્રિ. વિ. અ. કહેવાય છે; અને

એક વાક્યને બીજા વાક્ય સાથે જોડે છે; ત્યારે ઉભયાન્વયી અવ્યય કહેવાય છે.

જેમ, **ત્યારે** તે માંદો હતો ( ક્રિ. વિ. અ. ), **જ્યારે** સૂર્ય ઊગતો જણાયો **ત્યારે** તે પથારીમાંથી ઊઠયો (ઉભયાન્વયી અવ્યય), **જ્યાં** મોટાં નગર વસેલા હોય છે, **ત્યાં** પાણી ફરી વળે છે.

૮. **વાક્યવર્ધક**—એ અવ્યયો પ્રધાનવાક્યને ગૌણવાક્ય સાથે જોડે છે. ઉદા. કે, જે.

શાસ્ત્રમાં કહેલું છે કે જુઠું બોલવામાં મહા પાપ છે.

વળી, વળતી, હવે, પછી, ત્યારબાદ આ અવ્યયો એક વાતની સાથે બીજું કાઇ વધારે કહેવું હોય ત્યા વપરાય છે. છગન મને રમાડે છે **પછી** હું છગનને રમાડું છું.

૯. **સ્વરૂપબોધક**—એ અવ્યયો પહેલાં થએલી વાતનો અર્થ સમજાવે છે. ઉદા. એટલે, અર્થાત્.

મોટું કામ કરવાને ઘણા માણસ જોઇએ, ને મોટા માણસ જોઇએ. ઘણા **એટલે** સપીલાં ને મોટા **એટલે** શક્તિમંત, **અર્થાત્** સદ્ગુણ ને શક્તિ એ બંને વધવાં જોઇએ.

---

## પાઠ ૧૨. વિભક્તિના અર્થ.

સાતે વિભક્તિઓ ક્રિયાપદ વગેરે સાથે કઇ કઈ જાતનો સંબંધ રાખે છે તે બતાવવું, તેને **વિભક્તિના અર્થ** કહે છે. અર્થ=કામ, ઉપયોગ.

છટ્ઠી વિભક્તિ સિવાય બીજી સઘળી વિભક્તિઓનો સંબંધ ક્રિયાપદ સાથે હોય છે, માટે **કારક વિભક્તિ** કહેવાય છે. કારક એટલે ક્રિયા સાથે સંબંધ. છટ્ઠી વિભક્તિ નામના વિશેષણ જેવી હોવાથી **વિશેષણ વિભક્તિ** કહેવાય છે.

## પહેલી વિભક્તિ.

**નામાર્થ** (નિર્દેશ) **વાચક, વિધેયવાચક, પરિમાણવાચક; અને સંબોધનવાચક શબ્દો પહેલી વિભક્તિમાં હોય છે.**

**૧. નામાર્થવાચક પ્રથમા:—**

**अ.** કર્ત્તરિરચનામાં **કર્ત્તા** નામાર્થવાચક પહેલી વિભક્તિમાં હોય છે. જેમ, **છોકરો** નિશાળે ગયો, **છગન** હિસાબ ગણે છે, **તે** કલમ ઘડાવે છે. આ વાક્યોમાં ક્રિયાપદજ કર્ત્તાનો અર્થ કહી દે છે, માટે તે અર્થ સૂચવવા કર્ત્તાને વિભક્તિના પ્રત્યયની જરૂર રહેતી નથી.

**ब.** કર્મણિરચનામા **કર્મ** નામાર્થવાચક પહેલી વિભક્તિમાં આવે છે.* જેમ, તેં **કાગળ** લખ્યો, રામથી **રાવણ** મરાયો, ચંડાળથી વેપારીને **કપડું** વેચાયું, શિક્ષકથી છોકરાને નવી **ચોપડી** મંડાવાઇ, મગનથી **કાગળ** વંચાય છે. આ વાક્યોમા ક્રિયાપદજ કર્મનો અર્થ કહી દે છે, માટે તે અર્થ સૂચવવા કર્મને વિભક્તિના પ્રત્યયની જરૂર રહેતી નથી.

**क.** કર્ત્તાનાં **સમાનાર્થ નામ** નામાર્થવાચક પહેલી વિભક્તિમાં આવે છે. જેમ, મગનલાલ **મહેતાજી** પધાર્યા.

**૨. વિધેયવાચક પ્રથમા:—**

હોવું, થવું, બનવું, દેખાવું, જણાવું, નીવડવું, **વગેરે અપૂર્ણ** ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદવાળા વાક્યોમાં ક્રિયાપૂરક શબ્દ પહેલી

---

* ગુજરાતી ભાષામાં કેટલાંક સકર્મક ક્રિયાપદ **એવાં છે,** કે તેના કર્મને બીજી વિભક્તિનો **'ને' પ્રત્યય** લાગે છે, તે કર્મણિ રચનામાં પણ કાયમ રહે છે. જેમ, તે મને અડયો-તેનાથી મને અડાયું છોકરો ગાયને મારે છે–છોકરાથી ગાયને મરાય છે. હું છોકરાને મોકલું છે-મારાથી છોકરાને મોકલાય છે. આવે પ્રસંગે કર્મને **બીજી વિભક્તિમાં લેવું.**

વિભક્તિમા આવે છે, તે શબ્દો વિધેય હોવાથી તેની વિભક્તિ **વિધેયવાચક પ્રથમા છે.** જેમ, અમદાવાદ વેપારી **શહેર** છે, તે **રાજા** થયો-બન્યો. આ બાહોશ **પુરુષ** દેખાય-જણાય છે. વર્ષ **આબાદ** નીવડયું.

**૩. પરિમાણવાચક પ્રથમા:—**

૧. તેનાથી પાચ **મણ** ચોખા લેવાયા.

૨. મારાથી એક **લોટો** પાણી પીવાયુ.

**ટીપ:**—પરિમાણવાચક શબ્દો જે વસ્તુનુ પરિમાણ બતાવે તે 'વસ્તુ'ની વિભકિત, તેજ પરિમાણવાચક શબ્દની વિભકિત ગણાય. જેમ, તે ચાર **ગજ** મશરૂ લે છે, અહી 'ગજ' શબ્દ 'મશરૂ' સાથે સમાનાર્થક છે. 'મશરૂ'ની વિભકિત બીજી છે, માટે 'ગજ' શબ્દ અહીં બીજી વિભક્તિમાં લેવાય. તેનાથી ચાર **ગજ** મશરૂ લેવાય છે. અહી 'મશરૂ' શબ્દ નામાર્થે પહેલી વિભકિતમાં છે, માટે 'ગજ' શબ્દ નામાર્થે પહેલી વિભકિતનાં લેવાય. **પાલી** ચોખાથી બ્રાહ્મણો જમાડયા, આ વાક્યમા 'ચોખાથી' અને 'પાલી' શબ્દની પાંચમી વિભકિત છે.

**૪. સંબોધનાર્થે પ્રથમા:—**

૧. હે **કૃપાનાથ,** તું અમારી અરજ સાભળ.

૨. **બચ્ચા,** ફિકર ન કર.

સંબોધનને કેટલાક આઠમી વિભકિત ગણે છે, પણ એ પહેલી વિભકિતનો એક અર્થ છે. ઓકારાંત નર અને ઉંકારાંત નાન્યતર જાતિનું નામ સંબોધનાર્થે વપરાય, તો તેને છેડે 'ઓ' કે 'ઉં' હોય છે તેને બદલે 'આ' થઇ જાય છે. જેમ, હે **છોકરા,** તું આમ આવ.

## બીજી વિભક્તિ.

**કર્મ, સ્થળ, કાળ જણાવનારા શબ્દને બીજી વિભક્તિ હોય છે.**

**૧. કર્મ**:—આ કર્મ ક્રિયાથી કહેવાયલુ ન જોઇએ, એટલે કે ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાં જોઇએ, જેમકે, તે **ચોપડી** વેચે છે, તે **મને** મારે છે.

રણછોડે **કાગળ** લખ્યો, તેણે **ગાયને લાકડી** મારી, (ગાયને=ગૌણ કર્મ બીજી કે ચોથી વિભક્તિમાં, ને લાકડી=પ્રધાન કર્મ પહેલી વિભક્તિમા), તેણે **છોકરાને** બોલાવ્યો.

'કાગળ' અને 'લાકડી' ની **પહેલી વિભકિત નામાર્થ-વાચક** છે, કેમકે એ વાકયોમાં ક્રિયાપદ કર્મણિ પ્રયોગમા છે, પરંતુ 'તેણે છોકરાને બોલાવ્યો' આ વાકયમા ક્રિયાપદ કર્મણિ પ્રયોગમાં છતાં કર્મ 'છોકરાને' **બીજી વિભકિત** લાગી છે, માટે 'છોકરાને' ની **બીજી વિભકિત** ગણવી.

**૨. સ્થળ**:—જેમ, હું **કપડવંજ** જવાનો છું, તે **કાશી** ગયો, નદી **ગાઉ** વાંકી છે.

જે સ્થળે જવું કે પહોંચવું હોય તે સ્થળ, અને સ્થળની મર્યાદા બતાવનાર નામ બીજી વિભકિતમાં આવે છે. ઉપલાં વાકયોમાં 'કપડ-વંજ', અને 'કાશી' જવાની ક્રિયાનું સ્થળ બતાવે છે, અને 'ગાઉ' શબ્દ સ્થળની મર્યાદા બતાવે છે. મર્યાદા બતાવનાર શબ્દની પછી 'સુધી' કે 'લગણ' શબ્દ મૂકી શકાય છે. નદી **ગાઉ** વાકી છે (ગાઉ સુધી). અહીંથી ગામ **ગાઉ** દૂર **છે** એમાં 'ગાઉ' શબ્દ પછી 'સુધી' શબ્દ લગાડી શકાતો નથી. એ ઠેકાણે 'ગાઉ' **નામાર્થે** પહેલી વિભકિતમાં છે.

**૩. કાળ:**—સ્થળની માફક કાળની મર્યાદા બતાવનાર શબ્દ પછી 'સુધી' કે 'લગણ' શબ્દ લગાડી શકાય છે. એ શબ્દો બીજી વિભક્તિમાં લેવાય છે. જેમ, તે બે **માસ** માંદો રહ્યો (બે માસ લગણ), તે રાત્રે બે **કલાક** વાંચે છે (બે કલાક લગણ), દિવાળીથી દેવદિવાળીને ૧૫ **દિવસ** છે. (નામાર્થે પહેલી છે.)

## ત્રીજી વિભક્તિ.

**કર્ત્તા, કરણ, હેતુ, મૂલ્ય, પરિમાણ, અંગવિકાર, સાહિત્ય, વગેરે જણાવનાર શબ્દને ત્રીજી વિભક્તિ હોય છે.**

**૧. કર્ત્તા**:—કર્મણિ પ્રયોગમાં કર્ત્તા ત્રીજી વિભક્તિમાં હોય છે. જેમ, **તેણે** પાઠ કરવો, **લલ્લુએ** ઘઉં લીધા, **તેણે** વાર્ત્તા લખાવી, આ નાટક **તેણે** લખેલું છે, **ગૃહસ્થે** અપંગને પાળવાં જોઇએ.

વિધ્યર્થરૂપમાં અકર્મક ક્રિયાપદનો કર્ત્તા ત્રીજી વિભક્તિમાં આવે છે. જેમ, **તેણે** જવું, **મારે** બેસવું, **તેણે** દોડવું, **મારે** નહાવું, વગેરે.

**૨. કરણ**:—જેમ, મેં **પેનસિલે** કાગળ લખ્યો, વાઘ **ગોળીએ** મરાયો, પાપી **પાપે** મરશે, તેઓ **પગરસ્તે** રાજકોટ ગયા, તે આ **દાદરે** માળે ચડયો, તેણે **માથે** ટોપલો ઉંચક્યો છે.

**કરીને** નામયોગી અવ્યયની પહેલાંના; અને **વિના, વગર** પછી નામને કરણાર્થે ત્રીજી વિભક્તિ લાગે છે. જેમ, **વેપારે કરીને** મુંબઇ ધનાઢ્ય થઇ, **વિના કારણે** કોઇને પીડવો નહિ, **વગર વિચારે** કામ ન કરવું.

**૩. હેતુ:**—કારણ અથવા સબબ, જેમાંથી કાર્ય ઉત્પન્ન થાય તે. જેમ, **તાવે** ઘણાં માણસ મરી ગયાં, **ઉજાગરે** માથું દૂખે છે.

**૪. મૂલ્ય**:—ભાવ, કિમ્મત. ઘોડો ૫૦ **રૂપિયે** વેચ્યો, **ટકે** શેર, **રૂપિયે** તોલો.

**પ. પરિમાણુ:**—આગગાડી **કલાકે** ૩૦ માઇલ ચાલે છે, દૂધપાકમાં **મણે** છ શેરીકી ખાંડ નંખાય છે, સોળ **આને** રૂપિયો થાય.

**૬. અંગવિકાર:**—શરીરની ખોડ. જેમ, **આંખે** આંધળો છે, **તે કાને** બહેરો છે.

**૭. સાહિત્ય**—સામગ્રી. સાહિત્યને સાથે કે સહિત નામયોગી અવ્યય લાગેલો હોય, ત્યારે સાહિત્યને છઠ્ઠી વિભક્તિ લાગે છે; પણુ નામયોગી અવ્યય લાગેલો ન હોય, તો ત્રીજી વિભક્તિ લાગે છે. જેમ, રાજા ચારસેં **ઘોડે** આવ્યા ( રાજા ચારસેં **ઘોડા** સહિત આવ્યા ). તે બસેં **માણુસે** ચઢયો.

૮. જાતિ, ધર્મ, નામ, સ્વભાવ, વગેરે નામ સાથે બોલવા હોય, તો તેને **કરણાર્થે ત્રીજી** વિભક્તિ લાગે છે. જેમ, તે **જાતે** બ્રાહ્મણુ છે ( બ્રાહ્મણુ છે એમ જાતવડે જણાય છે ), **ધર્મે** હિંદુ છે. ( હિંદુ છે એમ ધર્મવડે જણાય છે ), હું **નામે** નગીન છું ( નગીન છે એમ નામવડે જણાય છે ). તે **સ્વભાવે** આકળો છે ( આકળો છે એમ સ્વભાવવડે જણાય છે ).

**૯. ફળવાચક:**—કોઈ ક્રિયા અમુક મુદતે બની હોય, ત્યારે તે મુદતને ત્રીજી વિભક્તિ લાગે છે. જેમ, મહેલ પાંચ **વર્ષે** પૂરો થયો, હું બે **મહીને** આવ્યો.

## ચોથી વિભક્તિ.

**સંપ્રદાન** ( કંઇ આપવાની ક્રિયાનું ગૌણકર્મ ), **સંબંધ, તાદર્થ્ય અને કોઈવાર કર્ત્તાને ચોથી વિભક્તિ હોય છે.**

**૧. સંપ્રદાન:**—જેમ, હું **તને** વાત કહું, મહેતાજી **છોકરાંને** વિદ્યા શિખવે છે. રાજા **બ્રાહ્મણુને** દાન આપે છે, મારાથી **તેને** વાત કરાઇ.

**દ્વિકર્મક ધાતુનું ગૌણકર્મ** સંપ્રદાન કહી શકાય. જેમ, પિતા **પુત્રને** પત્ર મોકલે છે, શિક્ષકે **વિદ્યાર્થીને** પાઠનો સાર પૂછ્યો.

**૨. સંબંધ:**—લાગતું, વળગતું, જોડાવું. જેમ, **રાજાને** એ કુંવર છે, **પાઘડીને** કસબ છે, **તેને** ઉધરસ થઇ છે, **મને** ભૂખ લાગી, **તેને** લાભ રહ્યો, **એને** રંગ ચઢશે, **બકરીને** સાત બચ્ચા થયા, **ગોંડળને** અને **ધોરાજીને** ૩૦ માઇલનું અંતર છે.

ભાવકર્તૃક ક્રિયાપદ સાથે સંબંધી નામ કે સર્વનામ ચોથી વિભક્તિમાં આવે છે. જેમ, **મને** પેટમાં દૂખે છે, **તમને** જે ગમે તે કરો.

**૩. તાદર્થ્યે** (તેને માટે એવો ભાવ):—નામને અર્થે, કાજે, બદલે, સાટે, માટે, વાસ્તે, સારૂ, લીધે, કારણે નામયોગી અવ્યય લાગેલા હોય તો તે શબ્દ તાદર્થ્યે ચોથી વિભક્તિમા ગણાય છે. જેમ, હું **તેને** સારૂ ટોપી લાવ્યો, **મારે** વાસ્તે પાણી લાવો, તુ **તેને** લીધે અમદાવાદ ગયો, તે **રમવાને** (રમવાને માટે) આવ્યો છે.

**૪. કર્ત્તા**—વિધ્યર્થ ક્રિયાપદ પછી બીજું ક્રિયાપદ આવે છે, ત્યારે વિધ્યર્થ ક્રિયાપદનો કર્ત્તા કેટલીક વખત ચોથી વિભક્તિમા આવે છે. જેમ, **અકબરને** લડાઇ કરવી પડી, **મગનને** જવું પડ્યું.

## પાંચમી વિભક્તિ.

**અપાદાન, ન્યૂનાધિકતા, હેતુ, મર્યાદા, કર્ત્તા અને કરણ વગેરે જણાવનારા શબ્દને પાંચમી વિભક્તિ હોય છે.** અપાદાન એ સંપ્રદાનથી ઉલટું છે. સંપ્રદાનમા મળવું થાય, અને અપાદાનમાં છૂટું પડવું થાય.

**૧. અપાદાન:**—કોઇનાથી છૂટા પડવું તે પદાર્થ સ્થળ, ભય, આદિથી વિયોગ બતાવે છે. જેમ, હું **રાજકોટથી** નીકળ્યો, તે **તાવથી** બચ્યો, **માથી** દીકરી જુદી પડી, તે **ભૂતથી** બીતો નથી.

તે **ઝાડ પરથી** પડ્યો. એમાં 'પરથી' નામયોગી અવ્યય છે, ને 'ઝાડ' છઠ્ઠી વિભક્તિમાં છે. પરન્તુ 'ઝાડપરથી' શબ્દસમુદાય પાંચમી વિભક્તિના અપાદાનાર્થે છે.

**૨. ન્યૂનાધિકતા:**—(ન્યૂન=ઓછુ+અધિકતા=વધારેપણું) ઓછા અદકાપણું. જેમ, **નડીઆદથી** કપડવંજ નાનું છે, **અમદાવાદથી** મુબઇ મોટું છે, તે **સૌથી** શ્રેષ્ઠ છે, આ **તેનાથી** પોણું છે.

**૩. હેતુ**—**પુણ્યથી** સુખ મળે છે, **ગરમીથી** માથું દૂખે છે.

**૪. મર્યાદા:**—સીમા, હદ, સ્થળાંતર કે કાળાંતર બતાવવાના કામમા આવે છે. જેમ, **અમદાવાદથી** કપડવંજ વીસ ગાઉ છે, તે બે **માસથી** માંદો છે.

**૫. કર્તા**—ભાવે કે કર્મણિ રચનામા કર્તા પાચમી વિભક્તિમા આવે છે. જેમ, **તેનાથી** નહિ ચલાય; **મારાથી** દાખલા ગણાયા, **રામથી** રાવણ મરાયો.

**૬. કરણ:**—તે **લાકડીથી** મરાયો, **છરીથી** શાક સમાર્યું.

## છઠ્ઠી વિભક્તિ.

**ઘણી જાતના સંબંધ બતાવવામાં છઠ્ઠી વિભક્તિ વપરાય છે.** જેમ, **મગનનો** ભાઇ (સગાઇ), **રાજાનો** મહેલ ( માલિકી ), **નદીનું** માછલું ( આધાર ), **રૂપાનો** લોટો, **ચોપડીનું** કદ, **મારૂં** બનાવેલું, **તાવની** ગરમી, **પાઘડીનો** તોરો, **લખવાની** સાહી.

છઠ્ઠી વિભક્તિ પાચમીના અર્થમાં પણ વપરાય છે. જેમ, તે ત્રણ **દિવસનો** ( ત્રણ દિવસથી ) ભૂખ્યો છે. **રાતનો** જાગે છે, એમાં બે અર્થ છે. પાચમીને બદલે છઠ્ઠી એટલે **રાતથી** જાગે છે. સાતમીને બદલે છઠ્ઠી એટલે **રાતે** જાગે છે.

છઠ્ઠી વિભક્તિ કરણના અર્થમાં ત્રીજી વિભક્તિને બદલે પણ વપરાય છે. જેમ, તે **જાતનો** (જાતે) બ્રાહ્મણ છે, **ધર્મનો** (ધર્મે) હિંદુ છે, હું **નામનો** (નામે) નગીન છું, તે **સ્વભાવનો** (સ્વભાવે) આકળો છે.

**નામયોગી અવ્યય** જે નામ કે સર્વનામ સાથે જોડાય છે, તે નામ છઠ્ઠી વિભક્તિમાં હોય છે. જેમ, **ઘરની** આસપાસ, **તે** વડે (તેના વડે).

નામયોગી અવ્યય પહેલાં 'ને' પ્રત્યય આવે છે, તે કેટલેક પ્રસંગે છઠ્ઠી સાથે ત્રીજી કે સાતમી વિભક્તિનો પ્રત્યય મળવાથી થએલો છે. જેમ, માણસો **પેટને અર્થે**-કાજે મહેનત કરે છે (છઠ્ઠી સાથે સાતમી), તે **ગાંધીને** નામે ઓળખાય છે (છઠ્ઠી સાથે ત્રીજી ).

## સાતમી વિભક્તિ.

**અધિકરણ** (સ્થળ) **અને કાળ બતાવનાર શબ્દને સાતમી વિભક્તિ હોય છે.**

**૧. સ્થળ:**—જેમ, **હોડીમાં** બેઠો, **બાળપણમાં** આ ગોળ સરસ છે, **વર્ણોમાં** બ્રાહ્મણ શ્રેષ્ઠ છે, હું **કપડવંજમાં** રહું છું; **છાપરે** ચઢ્યો, **ઘેર** આવ્યો, **ધોળકે** ગયો, **માથે** પાઘડી છે, **ભીંતે** કાગળ ચોડ.

**૨. કાળ:**—હું પાચ **દિવસમાં** આવીશ, તું **સવારમાં** આવજે; **બપોરે** સૂવાની ટેવ છે, નિશાળમા ધોરણ બાર **માસે** બદલાય છે.

સાતમી વિભક્તિને સમાનાર્થે કેટલાક નામયોગી અવ્યય વપરાય છે. જેમ, તમારા **ખીસ્સામાં** કુંચી છે-તમારા **ખીસ્સાની અંદર** કુંચી છે; છોકરા **નિશાળમાં** છે-છોકરા **નિશાળની અંદર** છે; **ઓરડામાં** સોળ છોકરા છે-**ઓરડા મધ્યે-માંહે-વિષે** સોળ છોકરા છે; **હાથે**

આંગળાં કેટલા છે?—**હાથપર** પાંચ આંગળાં છે; તમારી નિશાળ **ગામમાં** છે કે?—તે **ગામની બહાર** છે.

---

કેટલીક વખત વિભક્તિના બેવડા તેવડા પ્રત્યય લાગી દરેક વિભક્તિના અર્થનો ભાસ કરે છે. જેમ, **હિંદુમાંથી** સંપ ગયો, એમા સ્થળ ને વિયોગનો અર્થ છે. **તેમનામાંથી** એક જણે વાત કરી, એમાં સ્થળ, ને વિયોગનો અર્થ છે.

**તેનાથી** અત્રે અવાશે નહિ. પ્રત્યય પરથી જોતા 'તેનાથી'ની વિભક્તિ છટ્ઠી સાથે પાચમી દેખાય છે, પણ તેમાં છટ્ઠીનો અર્થ બિલકુલ નથી. 'મારાથી,' 'તારાથી,' 'તેનાથી' એ માત્ર પાચમી વિભક્તિનાં રૂપ છે, તેમજ 'મારામા,' 'તારામા,' અને 'તેનામા' માત્ર સાતમી વિભક્તિના રૂપ છે.

---

સાતે વિભક્તિના અર્થપર વિચાર કરવાથી માલૂમ પડશે કે **કર્ત્તા** પહેલી, ત્રીજી, ચોથી ને પાચમી વિભક્તિમા આવે છે; **કર્મ** પહેલી ને બીજી વિભક્તિમાં આવે છે; **પરિમાણ** પહેલી, બીજી, વગેરે વિભક્તિમાં આવે છે; **સ્થળ** બીજી ને સાતમી વિભક્તિમાં આવે છે; **કાળ** બીજી ને સાતમી વિભક્તિમા આવે છે; **કરણ** અને **હેતુ,** ત્રીજી ને પાંચમી વિભક્તિમા આવે છે; અને **સંબંધ** ચોથી ને છટ્ઠી વિભક્તિમા આવે છે.

જે શબ્દને **સ્થળ, કાળ, કરણ, હેતુ, મૂલ્ય, સાહિત્ય, સંબંધ** (ચોથી વિભક્તિ), **અપાદાન, મર્યાદા, ન્યૂનાધિકતા;** એ વગેરે અર્થે વિભક્તિઓ લાગેલી હોય, તેવા શબ્દનો અધિકાર **ક્રિયાવિશેષણ** જેવો છે; કેમકે ક્રિયાવિશેષણો જેમ ક્રિયાનું સ્થળ,

કાળ, રીત, હેતુ, વગેરે બતાવે છે, તેમ આ શબ્દો બતાવે છે; માટે તે વાક્યપૃથક્કરણમાં **વિધેયપક્ષમાં વિધેયવર્ધકમાં** જાય. જેમ, તે **અમદાવાદ** ગયો (સ્થળ), તે ચાર **કલાક** પાઠ કરે છે (કાળ), તે **તાવે** મુઓ (હેતુ).

**વિભક્તિના અર્થ નક્કી કરવા વિષે:**—પ્રથમ આખું વાક્ય વાંચી જવું, ને તેમાં શી ક્રિયા કરવાની છે **તે** નક્કી કરવું. પછી—

૧. **કર્તા, કર્મ** પૃષ્ઠ ૧૩, ૧૫ મે કહ્યા મુજબ શોધી કાઢવાં.

૨. ક્રિયાપદની પહેલાં **કેટલો, કેટલી, કેટલું** મૂકી પ્રશ્ન પૂછવાથી **પરિમાણ** માલૂમ પડશે જેમ, તેણે ચોખા કેટલા લીધા ? **પાંચ** મણ (નામાર્થે પહેલી વિભક્તિ) પાણી કેટલું પીએ ? **એકલોટો** (બીજી વિભક્તિ), કેટલે વખતે ૩૦ માઇલ ચાલે છે ? **કલાકે** (ત્રીજી).

૩. ક્રિયાપદની પહેલા **ક્યાં** મૂકી પ્રશ્ન પૂછવાથી **સ્થળ** માલૂમ પડશે જેમ, ક્યાં ગયો ? **કાશી** ( બીજી ), ક્યા બેઠો ? **હોડીમાં** (સાતમી), ક્યાં ગયો ? **ઘેર** (સાતમી).

૪. **ક્યારે, ક્યાંસુધી** એ શબ્દો ક્રિયાપદની પહેલાં મૂકી પ્રશ્ન પૂછવાથી **કાળ** માલૂમ પડશે. જેમ, ક્યાંસુધી માંદો રહ્યો ? **બે માસ** (બીજી), ક્યારે આવીશ ? **પાંચ દિવસે** (સાતમી).

૫. ક્રિયાપદની પહેલાં **શાવડે** મૂકી સવાલ પૂછવાથી **કરણ** માલૂમ પડશે. જેમ, શાવડે કાગળ લખ્યો ? **પેનસિલે** (ત્રીજી), શાવડે મરાયો ? **લાકડીથી** (પાંચમી).

૬. ક્રિયાપદની પહેલાં **શાથી** મૂકી સવાલ પૂછવાથી **હેતુ** માલૂમ પડશે. જેમ, શાથી માથું દૂખે છે ? **ઉજાગરે** (ત્રીજી), **શાથી** સુખ મળે છે ? **પુણ્યથી** (પાંચમી).

૭. ક્રિયાપદની પહેલા **કેટલે** મૂકી સવાલ પૂછવાથી **મૂલ્ય** માલૂમ પડશે. જેમ, કેટલે વેચ્યો ? **૫૦ રૂપિયે** (ત્રીજી).

૮. ક્રિયાપદની પહેલાં **સાથે કોણ,** મૂકી સવાલ પૂછવાથી **સાહિત્ય, કોને** મૂકી સવાલ પૂછવાથી **સંપ્રદાન** કે **સંબંધ** ( ચોથી વિભક્તિનો ), **ક્યાંથી** મૂકી સવાલ પૂછવાથી **વિયોગ, ક્યાંથી** કે **ક્યારથી** મૂકી સવાલ પૂછવાથી **મર્યાદા,** અને **કોનાથી** મૂક્યાથી **ન્યૂનાધિકતા** માલૂમ પડશે. છટ્ઠી વિભક્તિ કયા નામ જોડે સંબંધ રાખે છે, તે તો શોધી કાઢવું સહેલ છે, કેમકે તેનું રૂપ વિકારી વિશેષણ જેવું છે. જેમ, શાનો લોટો ? **રૂપાનો.** કોનો ભાઈ? **મગનનો,** વગેરે

---

## પાઠ ૧૩. વાક્યમાં શબ્દનો અન્વય.

શબ્દરચનાના કેટલાક સહેલા નિયમો બીજા ભાગમાં આપી ગયા, આ સ્થળે વાક્યોમા શબ્દોના સંબંધ (અન્વય) સંબંધી કેટલાક નિયમો આપીએ છીએ.

**૧. ક્રિયાપદ તથા ક્રિયાનાથ:**–(૧). ક્રિયાપદને પુરુષ, જાતિ, ને વચન ક્રિયાનાથ પ્રમાણે લાગે છે. જેમ, **હું જાઉં છું,** છોકરે **પુસ્તક ખરીદ્યું.**

(૨). એક જ જાતિના એકથી વધારે ક્રિયાનાથ હોય, અને તેઓ '**તથા,**' '**અને**' કે '**ને**' અવ્યયથી જોડાએલા હોય તો ક્રિયાપદ **તેજ જાતિના બહુવચનમાં** આવે છે. જેમ, છગન, મગન, અને લલ્લુ **આવ્યા હતા.**

(૩). જુદી જુદી જાતિના એકથી વધારે ક્રિયાનાથ હોય, **અને** તેઓ '**તથા,**' '**અને**' કે '**ને**' અવ્યયથી જોડાએલા હોય, તો ક્રિયાપદ ઘણુંખરું **નાન્યતર જાતિના બહુવચનમાં** આવે છે, **અને**

કદી ક્રિયાપદની પહેલાં '**એ સર્વે**', કે '**સર્વ**' એવા શબ્દ મૂકવામાં આવે છે. જેમ, મગન, છગન, કાશી, એ સર્વે **આવ્યાં હતાં.**

(૪) જુદી જુદી જાતિના એકથી વધારે ક્રિયાનાથ હોય અને તેઓ '**તથા,**' '**અને**' કે '**ને**' અવ્યયથી જોડાએલા હોય, તો ઘણી વખત પાસેના ક્રિયાનાથ પ્રમાણે પણ ક્રિયાપદનાં જાતિવચન થાય છે. જેમ, મેં ગાય, ઘોડો, ને **ગાડી લીધી.**

(૫) ક્રિયાનાથ ઘણા હોય, અને તેઓ '**અથવા**', '**કે**' અવ્યયથી છૂટા પડ્યા હોય, તો ક્રિયાપદનું રૂપ પાસેના ક્રિયાનાથ પ્રમાણે થાય છે. જેમ, તેણે ગાડી કે **સઆમ વેચાતો લીધો,** પણ કેટલીક વખત ક્રિયાનાથ પછી **એમાંનું કાંઇ** એવા શબ્દ લગાડી ક્રિયાપદ નાન્યતર જાતિના એકવચનમાં મૂકવાનો ચાલ છે. જેમ, કાશી કે મગન એમાંનું કોઇ **આવ્યું નથી,** ભૂગોળ કે ઇતિહાસ એમાંનું કાંઈ **કર્યું નથી.**

(૬). ક્રિયાનાથ જુદા જુદા પુરુષ સર્વનામ હોય, ત્યારે જો પહેલો પુરુષ તેમાં હોય તો ક્રિયાપદ પહેલા પુરુષના બહુવચનમાં આવે છે. જેમ હું, તું ને તે કાલે જઇશું, હું ને મગન **આવીશું,** હું ને તે **વાંચીએ છીએ,** હું ને તુ **વાંચીએ છીએ.**

પણ પહેલો પુરુષ ન હોતા બીજા ત્રીજા પુરુષનું સર્વનામ હોય તો ક્રિયાપદ બીજા પુરુષના બહુવચનમાં આવે છે. જેમ, તું ને મગન કાલે **આવજો,** તું ને તે **જજો.**

(૭). માન આપવા સારૂ ક્રિયાનાથ નર જાતિના એકવચનમાં હોવા છતાં ક્રિયાપદ નરજાતિના બહુવચનમાં આવે છે. જેમ, ગુરુજી **પધાર્યા.**

ક્રિયાનાથ નારીજાતિના એકવચનમાં હોય, તો ક્રિયાપદ નાન્યતર જાતિના બહુવચનમાં આવે છે. જેમ, વહુજી મહારાજ **પધાર્યાં.**

**૨. વિશેષણ અને વિશેષ્ય:**—(૧). વિકારી વિશેષણને તેના વિશેષ્ય પ્રમાણે જાતિ, વચન, ને વિભક્તિ લાગે છે, પણ વિભક્તિના છૂટા પ્રત્યય વિશેષણને લાગતા નથી, માત્ર 'એ' ત્રીજી કે સાતમી વિભક્તિનો ભળેલો પ્રત્યય લાગે છે. અવિકારી વિશેષણનાં રૂપ બદલાતા નથી. વિશેષ્ય એક હોય ને વિશેષણ એકથી વધારે હોય તો પણ આજ નિયમ રહે છે. જેમ, ભલા, શાણા, તથા વિદ્વાન માણસની પાસે હંમેશા બેસવું, ઊંચે સ્વરે બોલવું નહિ, કાળે ઘોડે લાત મારી.

(૨). એકથી વધારે વિશેષ્ય જુદી જુદી જાતિના હોય અને તે **'તથા,' 'અને,' 'ને'** અવ્યયથી જોડાએલા હોય, તો તેમનાં વિશેષણ ઘણુંકરીને વિધેયપક્ષમા નાન્યતર જાતિના બહુવચનમાં આવે છે. જેમ, ભાત, દાળ, ને શાક **સારાં** હતા, અંગરખું, દુપટો ને પાઘડી **સારાં** છે.

(૩). એકથી વધારે વિશેષ્ય જુદી જુદી જાતિના કે એક જ જાતિના હોય, અને તે **'અથવા,' 'કે,'** અવ્યયથી છૂટા પડતા હોય, તો તેમનું વિશેષણ પાસેના વિશેષ્યનું રૂપ લે છે. જેમ, **સારી** પાઘડી કે સેલું લાવજો, છોકરો કે છોકરી ડા**હી** હોય.

ઘણી વખત ઉપર પ્રમાણે મેળ રહેતો નથી, પણ અર્થની સ્પષ્ટતાને સારૂ દરેક વિશેષ્યની જાતિ પ્રમાણે જુદું જુદું વિશેષણ મૂકવામાં આવે છે. જેમ, **સારી** પાઘડી કે **સારૂં** સેલું લાવજો.

(૪). માન આપવા સારૂ વિશેષ્ય નરજાતિના એકવચનમાં હોવા છતાં વિશેષણ નરજાતિના બહુવચનમા આવે છે. જેમ, ગુરુજી **ભલા** છે.

વિશેષ્ય નારીજાતિના એકવચનમા હોવા છતા વિશેષણ નાન્યતર જાતિના બહુવચનમાં આવે છે. જેમ, માજી **ભલાં** છે.

૩. **વિભક્તિઃ—**(૧). એક અથવા વધારે નામ કોઈ નામને ઓળખાવવાને તેની સાથે આવી તેનીજ વિભક્તિમા હોય છે, પણ તેને વિભક્તિના પ્રત્યય લાગતા નથી. તે વખતે તે ઓળખાવનારાં નામ ઓળખાનાર નામની સમાનાર્થે વિભક્તિ કહેવાય છે.

જેમ, **રામજી** મહેતાજીને મોકલો. આમાં 'રામજી'ની વિભક્તિ 'મહેતાજીને' સમાનાર્થે કહેવાય. હુ **પટેલ** શંભુલાલની પાસે પચાસ રૂપિયા માગું છુ, **સ્કોલર** દામોદરે પહેલો નંબર મેળવ્યો.

(૨). સામાસિક શબ્દમા છેલ્લા શબ્દને વિભક્તિના પ્રત્યય લાગે છે. જેમ, **માબાપની** આજ્ઞા માનવી.

(૩). ઉભયાન્વયી અવ્યયથી બે કે અધિક નામ જોડાયાં હોય, તો વિભક્તિના પ્રત્યય ઘણું કરીને છેલ્લા નામને લાગે છે, અથવા કોઈવાર નામને જુદા જુદા દર્શાવવાને દરેક નામને લાગે છે. જેમ, તમે મગન, છગન, અને **લલ્લુને** તેડી લાવજો, અથવા તમે **મગનને, છગનને,** અને **લલ્લુને** તેડી લાવજો, ભલા અને **ભુંડાનો** વિચાર કરવો.

**ટીકા**—જ્યારે છેલ્લા નામને વિભક્તિના પ્રત્યય લાગે છે, ત્યારે પહેલાંના નામમાં વિભક્તિના પ્રત્યય લાગતા જે ફેરફાર થવો જોઇએ, તે તો થાય છેજ.

(૪). જ્યારે ઘણા નામ ઉભયાન્વયી અવ્યયથી જોડાએલાં હોય, અને તેમને ઓળખાવનાર દર્શક સર્વનામનું **એ**, અથવા તે નામોની પછી **વગેરે, ઇત્યાદિ** એ શબ્દો આવે; તો સઘળાં નામ પહેલી વિભક્તિમા રાખીને વિભક્તિના પ્રત્યય **'એ' દર્શક સર્વનામનું બહુવચન, 'વગેરે,' 'ઇત્યાદિ,'** એમને લાગે છે. જેમકે, લુચ્ચા, ઠગારા, જુઠા, ચોર, **એમની** સાથે વાતચીત કરવી નહિ; તમે કાળિદાસ, તેમના ભાઈ, **વગેરેને** તેડીને આવજો.

(૫). જ્યારે ઘણા સર્વનામ ઉભયાન્વયી અવ્યયથી જોડાતા હોય, તો દરેક સર્વનામને વિભક્તિના પ્રત્યય લાગે છે. જેમ, ત્યાં **મને, તમને,** અને **તેમને** બોલાવે છે; આ કામ **મારાથી, તમારાથી,** અને **તેમનાથી** નહિ થાય. કોઇવાર રૂપ ન ફરે તો વિભક્તિનો પ્રત્યય છેડે પણ આવે. જેમ, આ કામ હું, તુ અને **તેથી** નહિ થાય.

---

## પાઠ ૧૪. સાદા વાકયનું પૃથક્કરણ.

### ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક તરીકે વપરાતા શબ્દો.

૧. ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દો મુખ્યત્વે **નામ** હોય છે. જેમ, **મગન** ગયો, **લલ્લુએ** પાઠ વાંચ્યો, **લલ્લુ** અકળાણો, મજૂરોથી **તળાવ** ખોદાયું; છોકરો **કલમ** ઘડે છે, માવજીએ **રામજીને** બોલાવ્યો, ફીકાભાઇ **વકીલ** છે. આમાં 'મગન,' 'લલ્લુએ,' 'લલ્લુ' અને 'તળાવ' ઉદ્દેશ્ય છે; અને 'કલમ,' 'રામજીને,' અને 'વકીલ' ક્રિયાપૂરક છે.

૨. **સર્વનામ** નામની જગ્યાએ વપરાતા શબ્દ છે, માટે તે ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. જેમ, **હું** ગયો, **તેણે** પાઠ વાંચ્યો; માવજીએ **મને** બોલાવ્યો, તે હું છું.

૩. **વિશેષણો** વિશેષ્ય વિના એકલાં આવે છે, ત્યારે તે નામ તરીકે વપરાય છે; માટે વિશેષણો પણ ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. **ગાંડો** બકે છે; તેણે **ભલાને** માર્યો.

૪. **કૃદંત** પણ નામ તરીકે વપરાય છે; માટે તે પણ ઉદ્દેસ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઈ શકે. જેમ, **વાંચવું** સહેલું છે, **છપાવનાર** જડયો નહિ, સૌને **ખાતાં** આવડે; તેણે **લખવું** શરૂ કર્યું, છગને **છપાવનારને** બોલાવ્યો, **તેણે થુંકેલું** ગળ્યું, **ડૂબતાને** તારો.

૫. **અવ્યય** કોઇ પ્રસંગે નામ તરીકે વપરાય છે, માટે તે પણ ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દ થઇ શકે. જેમ, ઘરમાં આજે એક મોટો **અકસ્માત્** થયો; તીર્થવાસીઓ **એમ** માને છે.

**ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે વપરાતા શબ્દો:—**

૧. ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે મુખ્યત્વે **વિશેષણો** વપરાય છે. જેમ, **સારો** છોકરો આવ્યો; મેં **કાળો** ઘોડો લીધો, કાળીદાસ **મોટા** પંડિત ગણાય છે.

૨. કેટલાંક **સર્વનામ** વિશેષણ તરીકે વપરાય છે માટે તે ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે વપરાય. જેમ, **કયો** માણસ આવ્યો? **આ** માણસ જાય છે, **જે** માણસ જમતો હતો, **પેલો** ઘોડો તોફાની છે; તમે **શી** વસ્તુ ખરીદી? મેં **એ** ઘર લીધુ, **તે** માણસને બોલાવો, તમે **કોઈ** માણસને ન છેડો.

૩. કેટલાંક **કૃદંત**, વિશેષણની પેઠે વપરાય છે, માટે તે ઉદ્દેશ્ય ને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઇ શકે. જેમ, **દોડતો** ઘોડો પડ્યો, **કર્યાં** કર્મ પીડે છે; તમે **મરતા** માણસને મારો મા, **કોહલી** કેરી ખાશો મા.

૪. **છઠ્ઠી વિભક્તિવાળાં નામ** વગેરે વિશેષણની પેઠે વપરાય છે, માટે તે ઉદ્દેશ્ય ને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઈ શકે. જેમ, **છોકરાની** સ્લેટ ફૂટી, **મારૂં** અંગરખું ફાટયું; તેણે **મગનની** ચોપડી ખરીદી; વાઇસરાયે દિલ્હી દરબારમાં **વર્ત્તમાનપત્રના** અધિપતિને નોતર્યા, તમે **ઉપરની** ખુરસી લાવો, પ્રથમ ચીનાઓએ **છાપવાની** કળા શોધી.

૫. **સમાનાર્થ નામ** ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દને ઓળખાવે છે, માટે તે તેનો વધારો થઇ શકે. જેમ, **રામજી** માસ્તરે

પેનશન લીધું; સરકારે **સયાજીરાવ** ગાયકવાડને ગાદી આપી.

૬. **પરિમાણ બતાવનાર નામ** ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દનો વધારો થઇ શકે છે. જેમ, **હજારમણ** ચોખા બળી ગયા; તેણે **ઘડો** પાણી પીધુ

**વિધેય તરીકે વપરાતા શબ્દોઃ—**

૧. **એકલાં ક્રિયાપદઃ**—તે **આવે છે**, હું **જઇશ.**

૨. **એકલાં કૃદંત**—તે **જવાનો**, અમે **નાઠા.**

૩. **શબ્દયુક્ત ક્રિયાપદ:—**

**अ. નામઃ**—મગનલાલ **મહેતાજી છે**, અમદાવાદ **શહેર છે**, તાપી **નદી છે**, મણીભાઇ **દિવાન થયા**, તે **રાજા બન્યો**, તે **પ્રધાન નીમાયો.**

**ब. સર્વનામઃ**—તે **હું છું**, આ **કોણ છે?** છપાવનાર **અમે હતા.**

**क. વિધિપૂરક વિશેષણ:**—તે **તોફાની છે**, ઔરંગઝેબ **કપટી હતો**, શિવાજી **બહાદુર હતો**, છોકરો **વિચારવંત છે**, દેવ મામલતદાર **ધર્માત્મા હતા**, તે **આળસુ રહ્યો**, વર્ષ **સારૂં નીવડ્યું.**

**ड. છઠ્ઠી વિભક્તિવાળા શબ્દઃ**—મોવિયા ગામ **ઠાકોર સાહેબનું છે**, આ ઘર **અમારૂં છે**, તે **તેનું નથી.**

**इ. કૃદંત**—શાક **સડેલું છે**, તે **પતિત થયો**, આ માણસ **ગાનાર છે.**

**फ. ક્રિયાવિશેષણ અવ્યયઃ**—લલ્લુભાઇ **ત્યાં હતા**, તે **ઉપર છે.**

આ પ્રમાણે વાક્યમા પૂર્ણ ક્રિયાવાચક અકર્મક ક્રિયાપદ હોય છે, ત્યારે તે એકલું જ વિધેય થાય છે; ને અપૂર્ણ ક્રિયાવાચક અકર્મક

ક્રિયાપદ હોય છે, ત્યારે અર્થ પૂરો કરવા વિધેયમાં ક્રિયાપદની સાથે કેટલાક શબ્દ વાપરવાની જરૂર પડે છે.

સકર્મક ક્રિયાપદવાળા વાક્યમા ક્રિયાપદ, કર્મ સાથે વિધેય થાય છે. જેમ, **તે વાત કરે છે.** દ્વિકર્મક ક્રિયાપદમા ક્રિયાપદ અને બે કર્મ મળી વિધેય થાય છે. જેમ, મેં **ગરીબને રોટલી આપી.**

**વિધેયનો વધારો કરનાર શબ્દો**—

૧. **ક્રિયાવિશેષણો:**—તે **કાલે** ગયો (વખત), તે **અહીં** આવશે (સ્થળ), તે **જરા** દોડયો (રીત), તે **નહિ** આવે (નકાર), એમ **કદાચ** આવીએ (સંશય), તે **સાથે** લેજો (સાહિત્ય), ઇત્યાદિ.

૨. **ક્રિયાવિશેષણને અર્થે આવતાં વિભક્તિવાળાં નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત:**—તે **સુરત** ગયો (સ્થળ), હું **બે કલાક** સૂતો (કાળ), આ કામ **તેનાથી** થશે (કરણ), છોકરો **બોલવે** વાચાળ છે (સ્થળ), તે **ચાલવાથી** માંદો પડયો (હેતુ), તે **અમદાવાદથી** આવશે (વિયોગ), તે **સારો** ચાલે છે (રીત), ઇ.

૩. **નામયોગી અવ્યયની સાથેનાં નામ, સર્વનામ, વિશેષણ અને કૃદંત:—તેની પાસે** બેસીશ (સ્થળ), **અકબર પછી** ઔરંગજેબ પાદશાહ થયો (કાળ), તમે આ કામ **એને વાસ્તે** કરો (હેતુ), તમને **લખવા માટે** બોલાવ્યા છે (હેતુ).

૪. **કૃદંત અવ્યય:**—જયશિખર **લડતાં** મુઓ (હેતુ).

<u>ઉદ્દેશ્ય, ક્રિયાપૂરક, અને વિધેયનો શબ્દાવળીથી* વધારો.</u>

* **શબ્દો એક બીજા સાથે કાંઇ સંબંધે બંધાએલા હોય, પણ તેમાં ક્રિયાપદ ન હોય તો તે શબ્દસમુદાયને શબ્દાવળી** કહે છે. જેમ, **તમારા વર્ગનો તોફાની, તમારા દીકરાનો, રાત્રે બહુ વાચવાથી, ભુવડ સાથે લડતાં, આ બધા શબ્દસમુદાયમાં ક્રિયાપદ નથી માટે તે શબ્દાવળી કહેવાય.**

ઉદાહરણ—

**ઉદ્દેશ્યનો શબ્દાવળીથી વધારો:—**

૧. **બુદ્ધના પૂર્વજન્મો વિષેની વાર્તાઓનું** એક પુસ્તક છે.

૨. **રામની પ્રજામાંના કેટલાક** લોકે સીતાની નિંદા કરી.

૩. **તેની પાસે બેઠેલો** માણસ ક્યાં ગયો ?

૪. **ઉપજ કરતાં ખર્ચ વધારે રાખવાની** ટેવ બહુબહુ રીતે પડે છે.

**ક્રિયાપૂરકનો શબ્દાવળીથી વધારો:—**

૧. ઋષભદેવજીએ **આત્માના કલ્યાણનો ઉત્તમ** બોધ બધે ફેલાવ્યો.

૨. તેં **ભૂખે મરી રહેલ** ભીખારીને માર્યો.

૩. ચંડાળે હરિશ્ચંદ્રને **મુડદાં ઉપરનાં લૂગડાં એકઠાં કરવાનું** કામ સોપ્યું.

૪. દુર્યોધને યુધિષ્ઠિરને જુગટું રમાડી **રાજપાટ છીનવી લેવાની** યુક્તિ રચી.

**વિધેયનો શબ્દાવળીથી વધારો.**

૧. મેં **લોઢાની લેખણ વડે** કાગળ લખ્યો.

૨. **જનોઇ પહેરી, સૂર્યનો મંત્ર લઈ,** વિદ્યાર્થી **ગુરુને ઘેર** રહે છે.

૩. યુરોપના ઘણા વહાણવટીઓ **હિંદુસ્તાન પહોંચવાનો દરિયાઈ માર્ગ શોધવાને** મથી રહ્યા હતા.

૪. તેના શેઠે **તેના હાથમાં દીવો ન જોવાથી** પૂછ્યું.

☞ઉદ્દેશ્ય, ક્રિયાપૂરક, ને વિધેયનો વધારો **વાક્યોથી** થાય છે, ત્યારે તે વાક્ય **ગૌણવાક્ય** કહેવાય છે; એ સંબંધી વિવેચન પૃષ્ઠ ૨૦૩ મે મિશ્રવાક્યના પાઠમાં આવશે.

## સાદા વાક્યનું પૃથક્કરણ કરવાની રીત.

જો વાક્યમાં એકજ ક્રિયાપદ હોય તો **સાદું વાક્ય** જાણવું. મુખ્ય અને સાહાય્યકારક ક્રિયાપદો મળી એકજ ક્રિયાપદ ગણવું.

વાક્યની અંદર આવેલા કૃદંતને ક્રિયાપદમા ન ગણાય. જેમ, મારૂં કર્યું તેને ગમતું નથી, સત્યવતી દેવી દરવર્ષ શિયાળામા ગરીબોને ગરમ કપડા **આપી** તેઓનું કષ્ટ નિવારણ કરતી. પહેલા વાક્યમાં 'કર્યું' અને બીજા વાક્યમા 'આપી' કૃદંત છે, માટે બંને સાદાં વાક્ય કહેવાય.

સાદા વાક્યના પૃથક્કરણને માટે નીચેને ક્રમે કામ કરવું.

**अ.** પ્રથમ પૃષ્ઠ ૮૯ મે જણાવ્યા મુજબ કોઠો તૈયાર કરવો.

**ब.** ક્રિયાપદના ખાનામાં મુખ્ય ને સાહાય્યકારક ક્રિયાપદો ખોળી કાઢી લખવા. સંયુક્ત ક્રિયાપદ સાથે લેવાય.

**क.** વાક્યના ઉદ્દેશ્ય ( કર્ત્તરિરચનામાં કર્ત્તા, ને કર્મણિ રચનામાં કર્મ, પાચમી વિભક્તિમાં કર્ત્તા હોય ત્યારે ) ખોળી ઉદ્દેશ્યના ખાનામાં ને તેનો વધારો ખોળી તેના વધારાના ખાનામાં લખવો. ભાવે રચનામાં ક્રિયાપદનો ભાવ ઉદ્દેશ્ય હોય છે.

**ड.** ક્રિયાપૂરક શબ્દો ( ગૌણકર્મ, પ્રધાનકર્મ અને શબ્દયુક્ત ક્રિયાપદમા ક્રિયાપદ સાથેના શબ્દો પૃષ્ઠ ૧૮૬ મે બતાવ્યા મુજબ ) અને તેનો વધારો ખોળી કાઢી ક્રિયાપૂરકના ખાનામા લખવો.

**इ.** વિધેયનો વધારો ( ક્રિયાવિશેષણો કે તેના જેવું કામ કરનાર શબ્દો કે શબ્દાવળી ) ખોળી વિધેયવર્ધકના ખાનામાં લખવો.

**फ.** ઉદ્દેશ્ય કે બીજું હરકોઇ પદ અધ્યાહાર રૂપે રહેલ હોય, તો તે ગણત્રીમા લેવું, સંબોધનાર્થે આવેલું નામ અને કેવળ પ્રયોગી અવ્યય છોડી દેવા.

## સાદા વાક્યના

| | ઉદ્દેશ્ય પક્ષ. | |
|---|---|---|
| | ઉદ્દેશ્ય. | ઉદ્દેશ્યવર્ધક. |
| ૧. મોવિયાગામ ઠાકોર સાહેબનું છે. | ગામ | મોવિયા |
| ૨. રામજી માસ્તરે પેનશન લીધું. | માસ્તરે | રામજી |
| ૩. હજાર મણ ચોખા બળી ગયા. | ચોખા | હજારમણ |
| ૪. બકરીને સાત બચ્ચા થયા. | બચ્ચા | સાત |
| ૫. ઘણા જુના વખતમાં મધ્ય એશિયા તરફથી દક્ષિણમાં ઉતરી આવી કેટલાક લોકો વાયવ્ય ખુણાને માર્ગે હિંદુસ્તાનમાં પેઠા. | લોકો | કેટલાક |
| ૬. પ્રતાપનું છત્ર ઝુંટવી તેને અળગો કરી ઝાલો પોતાના યોદ્ધાઓ સાથે માથે છત્ર ધરાવતો રણમાં ધસે છે. | ઝાલો | માથે છત્ર ધરાવતો |
| ૭. તેને રાણો જાણી મોગલ યોદ્ધા તેની આસપાસ મધમાખોની પેઠે ફરી વળે છે. | યોદ્ધા | મોગલ |

## પૃથક્કરણનો નમૂનો.

| વિધેયપક્ષ. | | |
|---|---|---|
| વિધેય. | | વિધેયવર્ધક. |
| ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| છે | ઠાકોર સાહેબનું | |
| લીધું | પેનશન | |
| બળી ગયા | | |
| થયાં | | બકરીને (સંબંધદર્શક) |
| પેઠા | | ઘણા જુના વખતમા (કાળદર્શક), મધ્યએશિયા તરફથી દક્ષિણમા ઉતરી આવી(રીતદર્શક),વાયવ્યખુણાને માર્ગે (કરણાર્થે), હિંદુસ્તાનમા (સ્થળદર્શક) |
| ધસે છે | | પ્રતાપનું છત્ર ઝુંટવી તેને અળગો કરી પોતાના યોદ્ધાઓ સાથે (રીતદર્શક), રણમાં (સ્થળદર્શક) |
| ફરી વળે છે | | તેને રાણો જાણી (કારણદર્શક), તેની આસપાસ (સ્થળદર્શક), મધમાખોની પેઠે (રીતદર્શક) |

## પાઠ ૧૫. પદચ્છેદ.

### ૧. છગનથી મનસુખને દાખલો શિખવાયો.

**૧. છગનથી**:—વિશેષનામ, નરજાતિ, પાંચમીનું એકવચન. 'શિખવાયો' નો કર્ત્તા.

**૨. મનસુખને**:—વિશેષનામ, નરજાતિ, ચોથીનું એકવચન. ' શિખવાયો ', નું ગૌણ કર્મ

**૩. દાખલો**:—સામાન્ય નામ, નરજાતિ, **નામાર્થે પહેલીનું** એકવચન. ' શિખવાયો 'નું પ્રધાનકર્મ. ( કર્મણિ રચના છે. )

**૪. શિખવાયો**—કર્ત્તા છગનથી', કર્મ 'મનસુખને દાખલો', માટે સકર્મક ક્રિયાપદ, 'શીખ' ધાતુનું પ્રેરક રૂપ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'દાખલો' ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

### ૨. મગન મહેનતુ છોકરો છે.

**૫. મહેનતુ**:—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય ' છોકરો ' માટે નરજાતિ, પહેલીનું એકવચન.

**૬. છોકરો**:—સામાન્ય નામ, નરજાતિ, વિધેયવાચક પહેલીનું એકવચન. 'છે' ક્રિયાપદનું પૂરક.

### ૩. નરભેરામ મહેતાજીને પેનશન મળ્યું.

**૭. નરભેરામ**:—વિશેષનામ, નરજાતિ, ' મહેતાજીને ' એની સમાનાર્થે વિભકિત.

**૮. મહેતાજીને**:—સામાન્ય નામ, નરજાતિ, ચોથીનું માનાર્થે બહુવચન. 'મળ્યુ' ક્રિયાપદ સાથે સંબંધ.

**૯. પેનશન**:—સામાન્ય નામ, નાન્યતરજાતિ, નામાર્થે પહેલીનુ એકવચન. 'મળ્યુ' નો કર્ત્તા.

### ૪. પાલી ચોખાથી તેણે બ્રાહ્મણોને જમાડયા.

**૧૦. પાલીઃ**—સામાન્ય નામ, નારીજાતિ, પાચમીનું એકવચન. 'ચોખાથી'ના સમાનાર્થે.

**૧૧. ચોખાથીઃ**—સામાન્ય નામ, નરજાતિ, પાંચમીનું બહુ-વચન. 'જમાડયા' નું કરણ.

**૧૨. જમાડયાઃ**—કર્ત્તા 'તેણે', કર્મ 'બ્રાહ્મણોને', માટે સકર્મક ક્રિયાપદ, 'જમ' ધાતુનું પ્રેરક રૂપ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'બ્રાહ્મણોને', ત્રીજો પુરુષ, નરજાતિ, બહુવચન, કર્મણિ પ્રયોગ.

**૫. નદી ગાઉ વાંકી છે.**

**૧૩. ગાઉઃ**—સામાન્ય નામ, નરજાતિ, બીજીનું એકવચન. 'વાંકી છે' વિધેયના સ્થળની મર્યાદા.

**૧૪. વાંકીઃ**—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય 'નદી' માટે નારી-જાતિ, વિધેયવાચક પહેલીનું એકવચન.

**૬. તાવે ઘણાં માણસો મરી ગયાં.**

**૧૫. તાવેઃ**—સામાન્ય નામ, નરજાતિ, ત્રીજીનું એકવચન. 'મરી ગયા'નો હેતુ.

**૭. આગગાડી કલાકે ૩૦ માઇલ ચાલે છે.**

**૧૬. કલાકેઃ**—સામાન્ય નામ, નરજાતિ, ત્રીજીનું એકવચન. ૩૦ માઇલ ચાલવાના કાળનુ પરિમાણ.

**૧૭. ત્રીસઃ**—સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'માઇલ' માટે નરજાતિ, બીજીનું બહુવચન.

**૧૮. માઇલઃ**—સામાન્ય નામ, નરજાતિ, બીજીનું બહુવચન. ('માઇલ સુધી'–સ્થળની મર્યાદા બતાવે છે).

**૮. મહારાજા ચારસેં ઘોડા સહિત પધાર્યા.**

**૧૯. ચારસેંઃ**—સંખ્યાવાચક વિશેષણ, વિશેષ્ય 'ઘોડા' માટે નરજાતિ, છઠ્ઠીનું બહુવચન.

**૨૦. ઘોડાઃ**—સા. ના., ન. જા., છ. બ.વ., સહિત' સાથે સંબંધ.

**૨૧. સહિતઃ**—નામયોગી અવ્યય. 'ઘોડા' સાથે સંબંધ.

**૯. તારે ઘોડે તેને લાત મારી.**

**૨૨. તારેઃ**—બીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, છઠ્ઠી સાથે ત્રીજીનું એકવચન. 'ઘોડે' સાથે સંબંધ.

**૨૩. ઘોડે**—સા ના., ન.જા., ૩. એ વ., 'મારી'નો કર્ત્તા.

**૨૪. તેને**—ત્રીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, ચોથીનું એકવચન. 'મારી' નુ ગૌણ કર્મ.

**૨૫. લાતઃ**—સામાન્ય નામ, નારીજાતિ, નામાર્થે પહેલીનું એકવચન 'મારી' નું પ્રધાન કર્મ.

**૨૬. મારી**—કર્તા 'ઘોડે', કર્મ 'તેને લાત', માટે સકર્મક ક્રિયાપદ, 'મર' ધાતુનું પ્રેરક રૂપ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'લાત' માટે ત્રીજો પુરુષ, નારીજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

**૧૦. મારે ને તેને બને છે.**

**૨૭. મારેઃ**—પહેલો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, ચોથીનું એકવચન. 'બને છે' ક્રિયાપદ સાથે સંબંધ.

**૨૮. નેઃ**—ઉ. અવ્યય. 'મારે' ને 'તેને' એ બે શબ્દને જોડે છે.

**૨૯. તેને**—ત્રીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, ચોથીનું એકવચન. 'બને છે' ક્રિયાપદ જોડે સંબંધ.

**૩૦. બને છે.**—કર્ત્તા ક્રિયાનો ભાવ, કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'બન' ધાતુ, દ્વિત વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ ક્રિયાનો ભાવ માટે ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

**૧૧. તમે મારે વાસ્તે પાણી લાવો.**

**૩૧. મારેઃ**—પહેલો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, તાદર્થ્યે ચોથીનું એકવચન, 'વાસ્તે' સાથે સંબંધ.

૩૨. **વાસ્તે**:—નામયોગી અવ્યય. 'મારે' સાથે સંબંધ.

**૧૨. મગનને જવું છે.**

૩૩. **મગનને**:—વિશેષ નામ, નરજાતિ, ચોથીનું એકવચન. 'જવું છે' નો કર્ત્તા.

૩૪. **જવું છે**:—કર્ત્તા 'મગનને', કર્મ નથી, માટે અકર્મક ક્રિયાપદ, 'જા' ધાતુ, વિધ્યર્થ વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ માટે ત્રીજો પુરુષ, નાન્યતર જાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

**૧૩. અલી બેન, તું તાવથી બહુ ગભરાય છે.**

૩૫. **અલી**:—વિકારી વિશેષણ, વિશેષ્ય 'બેન' માટે નારીજાતિ, સંબોધનાર્થે પહેલીનું એકવચન.

૩૬ **બેન**.—સામાન્ય નામ, નારીજાતિ સંબોધનાર્થે પે. એ. વ.

૩૭. **તું**:—બીજો પુરુષ સર્વનામ, 'બેન'ને ઠેકાણે માટે નારીજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'ગભરાય છે'નો કર્ત્તા.

૩૮. **તાવથી**:—સામાન્ય નામ, નરજાતિ, પાચમીનું એકવચન. 'ગભરાય છે'નો હેતુ.

૩૯. **બહુ**:—ક્રિયાવિશેષણ અવ્યય. 'ગભરાય છે'નો રીતદર્શક.

૪૦. **ગભરાય છે**:—કર્ત્તા 'તુ', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'ગભરા' ધાતુ, દ્વિત્વ વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તુ' માટે બીજો પુરુષ, નારીજાતિ, એકવચન, અકર્મક કર્ત્તર પ્રયોગ.

**૧૪. તમારાથી દાખલો ગણાવાય તો ગણાવો,**
**નહિતો હું ગણાવું.**

૪૧. **તમારાથી**:—બીજો પુરુષ સર્વનામ, સામાન્ય જાતિ, પાચમીનું બહુવચન. 'ગણાવાય'નો કર્ત્તા.

૪૨. **દાખલો**:—સામાન્ય નામ, નરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'ગણાવાય'નું કર્મ. (કર્મણિ રચના છે.)

**૪૩. ગણાવાય:**--કર્તા 'તમારાથી,' કર્મ 'દાખલો' માટે સકર્મક ક્રિયાપદ, 'ગણ' ધાતુનું પ્રેરક રૂપ, વર્ત્તમાનકાળ, સંકેતાર્થ, ક્રિયાનાથ કર્મ 'દાખલો' માટે ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

**૪૪. તો:**—ઉભયાન્વયી અવ્યય. તમારાથી દાખલો ગણાવાય અને ગણાવો, આ બે વાક્યને જોડે છે

**૪૫. ગણાવો:**—કર્ત્તા 'તમે', કર્મ 'દાખલો' માટે સકર્મક ક્રિયાપદ, 'ગણ' ધાતુનું પ્રેરક રૂપ, વર્ત્તમાનકાળ, આજ્ઞાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તમે' માટે બીજો પુરુષ, સામાન્યજાતિ. બ. વ., સકર્મક કર્તરિ પ્ર.

**૪૬. નહિતો:**—ઉભયાન્વયી અવ્યય. ગણાવો અને હું ગણાવું એ બે વાક્યને જોડે છે.

**૪૭. હું**.--પહેલો પુરુષ સર્વનામ, સામાન્યજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'ગણાવુ'નો કર્ત્તા.

**૪૮. ગણાવું**—કર્ત્તા 'હુ', કર્મ 'દાખલો' માટે સકર્મક ક્રિયાપદ, 'ગણ' ધાતુનું પ્રેરક રૂપ, વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'હું' માટે પહેલો પુરુષ, સામાન્ય જાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

### ૧૫. તે ઘેર હોવો જોઇએ.

**૪૯. તે**--ત્રીજો પુરુષ સર્વનામ, નરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'જોઇએ'નો કર્ત્તા.

**૫૦. ઘેર:**--સામાન્ય નામ, નાન્યતરજાતિ, સાતમીનું એકવચન. 'હોવો'નું સ્થળદર્શક.

**૫૧. હોવો**--સામાન્ય કૃદંતનામ, ન.જા.,૨.એ.વ.,'જોઇએ'નુંકર્મ.

**૫૨. જોઇએ:**—કર્ત્તા 'તે', કર્મ 'ઘેર હોવો' માટે સકર્મક ક્રિયાપદ, 'જો' ધાતુ, વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તે' માટે ત્રીજો પુરુષ, નરજાતિ, એકવચન, સકર્મક કર્ત્તરિ પ્રયોગ.

### ૧૬. ભલા, વિદ્વાન, એમની પાસે હમેશાં બેસવું જોઈએ.

**૫૩. ભલા**:—ગુણવાચક વિશેષણ ( નામ અર્થે ), નરજાતિ, 'એમની' એની સમાનાર્થે વિભક્તિ.

**૫૪. વિદ્વાન**:--ગુણવાચક વિશેષણ (નામ અર્થે), નરજાતિ, 'એમની' એની સમાનાર્થે વિભક્તિ.

**૫૫. એમની**:—દર્શક સર્વનામ, ભલા અને વિદ્વાનને દર્શાવે છે માટે નરજાતિ, છઠ્ઠીનું બહુવચન. 'પાસે' જોડે સંબંધ.

**૫૬. પાસે**:—નામયોગી અવ્યય. 'એમની' સાથે જોડાએલો.

**૫૭. હંમેશાં**:—ક્રિયાવિશેષણ અવ્યય. 'બેસવું'નો કાળદર્શક.

**૫૮. બેસવું**:--સામાન્ય કૃદંતનામ, નાન્યતરજાતિ, નામાર્થે પહેલીનું એકવચન. 'જોઇએ'નું કર્મ.

**૫૯. જોઇએ**:--કર્ત્તા બેસનારે, કર્મ 'બેસવું' માટે સકર્મક ક્રિયાપદ, 'જો'ધાતુ, વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્મ 'બેસવું' માટે ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ.

**૧૭. મગન ઘણો તોફાની છે.**

**૬૦. ઘણો**:--ક્રિયાવિશેષણ. 'તોફાની' વિધિપૂરક વિશેષણના અર્થમા વધારો કરે છે.

**૬૧. તોફાની**:--વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય ' મગન ' માટે નરજાતિ, વિધેયવાચક પહેલીનું એકવચન.

**૧૮. આપણે તો જવાના.**

**૬૨. આપણે**:--પહેલો બીજો પુરુષ સર્વનામ, નરજાતિ, નામાર્થે પહેલીનું બહુવચન, 'જવાના'નો કર્ત્તા.

**૬૩. તો**:—ક્રિ. વિ. અવ્યય. 'આપણે'ના અર્થમાં વધારો કરે છે.

**૬૪. જવાના**:--કર્ત્તા 'આપણે', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'જો' ધાતુ, ભવિષ્યકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'આપણે' માટે પહેલો બીજો પુરુષ, નરજાતિ, બહુવચન. અકર્મક કર્તરિ પ્રયોગ.

૬૫. અમે રાજકોટ **ગયા હતા**—કર્ત્તા 'અમે', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'જા' ધાતુ, પ્રથમ દ્વિત ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'અમે' માટે પહેલો પુરુષ, નરજાતિ, બહુવચન, અકર્મક ક. પ્ર.

૬૬. તેનાથી **રમાય છે**:—કર્ત્તા 'તેનાથી', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'રમ' ધાતુ, દ્વિત વર્તમાનકાળ, નિશ્ચયાર્થ ક્રિયાનાથ ક્રિયાપદનો ભાવ માટે ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, ભાવે પ્રયોગ.

૬૭. ઝાડ **પડયું હોત**.—કર્ત્તા 'ઝાડ', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'પડ' ધાતુ, પ્રથમ દ્વિત ભૂતકાળ, સંકેતાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'ઝાડ' માટે ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, અકર્મક કર્તરિ પ્રયોગ

૬૮. હું મેડીપર **ચઢતો હઇશ**:—કર્ત્તા 'હું,' કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, 'ચઢ'ધાતુ, વર્ત્તમાન ભવિષ્યકાળ, સંશયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'હું' માટે પહેલો પુરુષ, નરજાતિ, એકવચન, અકર્મક કર્ત્તરિ પ્રયોગ.

**૧૯. તમારા કહેવાથી તે પોતાનો નંબર ઉપર રાખવાનો નથી.**

૬૯. **કહેવાથી**:—સામાન્ય કૃદંત નામ, નાન્યતરજાતિ, પાચમીનું એકવચન. 'રાખવાનો નથી' નું કારણ.

૭૦. **ઉપર**–ક્રિયાવિશેષણ અવ્યય. 'રાખવાનો નથી'નું સ્થળદર્શક.

૭૧. **રાખવાનો નથી**—કર્ત્તા 'તે', કર્મ 'નંબર' માટે સકર્મક ક્રિયાપદ, 'રાખ' ધાતુ, નિષેધાર્થ ભવિષ્ય વર્ત્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્ત્તા 'તે' માટે ત્રીજો પુરુષ, નરજાતિ, એ. વ., સકર્મક કર્ત્તરિ પ્ર.

**૨૦. માબાપનું કહ્યું ન માનનારાં બાળકો અંતે દુખી થાય છે.**

૭૨. **કહ્યું**—ભૂતકૃદંતનામ, નાન્યતરજાતિ, બીજીનું એકવચન. 'માનનારા' કૃદંતનું કર્મ.

૭૩. **માનનારાં**:—ભવિષ્ય કૃદંત વિશેષણ, વિશેષ્ય 'બાળકો,' માટે નાન્યતરજાતિ, પહેલીનું બહુવચન.

૭૪. દુખી:—વિધિપૂરક વિશેષણ, વિશેષ્ય 'બાળકો' માટે નાન્યતરજાતિ, વિધેયવાચક પહેલીનું બહુવચન.

**૨૧. પોપટ બોલતાં શીખે છે.**

૭૫. બોલતાં:—વર્ત્તમાન કૃદંતનામ, નાન્યતરજાતિ, બીજીનું એકવચન, 'શીખે છે' નું કર્મ.

**૨૨. મામા હાથે કરીને પીડા શું કરવા વહોરો છો?**

૭૬. હાથે:—સામાન્ય નામ, નરજાતિ, કરણાર્થે ત્રીજીનું એકવચન. 'કરીને' સાથે સંબંધ.

૭૭. કરીને:—નામયોગી અવ્યય. 'હાથે' સાથે જોડાએલો.

૭૮. શું:—પ્રશ્નાર્થ સર્વનામ. નાન્યતરજાતિ, બીજીનું એકવચન. 'કરવા' કૃદંતનું કર્મ.

૭૯. કરવા:—સામાન્ય કૃદત નામ, નાન્યતરજાતિ, ચોથીનું એકવચન. 'વહોરો છો' ના હેતુ અર્થે.

**૨૩. વગર કારણે પીડા ઉભી ન કરો.**

૮૦. વગર:—નામયોગી અવ્યય. 'કારણે' સાથે જોડાએલો.

૮૧. કારણે:—ભાવવાચક નામ, નાન્યતરજાતિ, ત્રીજીનું એક વચન, 'ઉભી ન કરો'નું કરણ.

૮૨. ઉભી:—પ્રથમ ભૂતકૃદંત વિશેષણ, વિશેષ્ય 'પીડા' માટે નારીજાતિ, બીજીનું એકવચન.

૮૩. ન:—નકાર બતાવનાર ક્રિયાવિશેષણ અવ્યય.

૮૪. કરો:—કર્ત્તા 'તમે,' કર્મ 'પીડા' માટે સકર્મક ક્રિયાપદ, 'કર' ધાતુ, વર્ત્તમાનકાળ, આજ્ઞાર્થ, ક્રિયાનાથ કર્તા 'તમે' માટે બીજો પુરુષ, સામાન્ય જાતિ, બહુવચન, સકર્મક કર્તરિ પ્રયોગ.

**૨૪. તેઓ માત્ર ઉઘરાણી સારૂ જ જતા આવતા રહેતા.**

૮૫. માત્ર:—ક્રિ વિ. અ 'ઉઘરાણી'ના અર્થમા વધારો કરે છે.

૮૬. જ:—ક્રિ. વિ. અ. 'ઉઘરાણી સારૂ'ના અર્થમા વધારો કરે છે.

**૮૭. જતા**:—કર્ત્તા 'તેઓ,' કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ, જા ધાતુ, નિયમિત ભૂતકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ 'તેઓ' માટે ત્રીજો પુરુષ, નરજાતિ, બહુવચન, અકર્મક કર્ત્તરિ પ્રયોગ. ('આવતા' ને 'રહેતા'નું પદચ્છેદ 'જતા' પ્રમાણે થાય.)

**૨૫. શું ! એમ કરાય કે ?**

**૮૮. શું !**:—કેવળપ્રયોગી અવ્યય.

**૮૯. એમ**:—ક્રિયાવિશેષણ અવ્યય નામ તરીકે. 'કરાય'નું કર્મ.

**૯૦. કરાય**:—કરનાર કર્ત્તા, કર્મ 'એમ' માટે સકર્મક ક્રિયાપદ, 'કર' ધાતુ, વર્ત્તમાનકાળ, સંશયાર્થ, ક્રિયાનાથ કર્મ 'એમ' માટે ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, એકવચન, કર્મણિ પ્રયોગ

**૯૧. કે ?**.—ક્રિ. વિ. અવ્યય. 'કરાય'ના અર્થમા વધારો કરે છે.

**૯૨. કરતાં**—છોકરા કામ **કરતાં** (ક્રિયાપદ), છોકરા કામ **કરતાં** હતાં (ક્રિયાપદ, વર્ત્તમાન ભૂતકાળ, નિશ્ચયાર્થ), તે કામ **કરતાં** થાકી ગયો (કૃદંત અવ્યય), મગન **કરતાં** તે ડાહ્યો છે (નામયોગીઅવ્યય).

**૯૩. છતાં**—સંસ્કૃત **अस्** 'હોવું' ધાતુનો વર્ત્તમાન કૃદંત **सत्**, તેનું સાતમીનું એકવચન **सति** થાય છે. **सति**નું અપભ્રંશ 'છતે'; 'છતા' થયું છે. 'છતે' કે 'છતાં' રૂપ જે પદની સાથે વપરાયું હોય, કે વાપરી શકાય તેમ હોય, તે પદની વિભક્તિ **સતિ સપ્તમી** કહેવાય છે. **છતાં માણસે** ભવાઇ, **જતે દહાડે** (દહાડે જતે છતે) તે સુખી થયો, પરશુરામે **બ્રાહ્મણ છતાં** એકવીસ વાર નક્ષત્રી પૃથ્વી કરી હતી, હું **છતાં** કામ બગડે ? **વખત જતાં** (વખત જતે છતે) સૌ સારા વાના થશે, આ વાકયોમા 'માણસે', 'દહાડે', 'બ્રાહ્મણ', 'હું' અને 'વખત'ની વિભક્તિ સતિ સપ્તમી કહેવાય. 'બ્રાહ્મણ', 'હું' અને 'વખત'મા સાતમી વિભક્તિનો પ્રત્યય લોપાયો છે એવી નોંધ પદચ્છેદમાં કરવી.

**છતાંઃ**—વર્ત્તમાન કૃદંત વિશેષણ, વિશેષ્ય 'માણસે', નાન્યતરજાતિ, સતિ સપ્તમી, બહુવચન.

**માણસેઃ**—સામાન્ય નામ, નાન્યતરજાતિ, સતિસપ્તમી, બહુવચન.

**જતેઃ**—વર્ત્તમાન કૃદંત વિશેષણ, વિશેષ્ય 'દહાડે',* નરજાતિ, સતિસપ્તમી, બહુવચન.

**બ્રાહ્મણઃ**—સામાન્ય નામ, નરજાતિ, સતિસપ્તમી, એકવચન. (સતિસપ્તમીનો પ્રત્યય લોપાયો છે.)

**૯૪. ઉભોઃ**—ત્યાં જઇને **ઉભો** ( ક્રિયાપદ ), ત્યા જઇને **ઉભો** રહ્યો (સંયુકત ક્રિયાપદ, પ્રથમ ભૂતકાળ, નિશ્ચયાર્થ).

**૯૫. શું:**—**શું** કહો છો ? ( પ્રશ્નાર્થ સર્વનામ ), શું કામ કરો છો ? (પ્રશ્નાર્થક વિશેષણ), **શું** ! તે ગયા (કેવળપ્રયોગી અવ્યય).

**૯૬. ઉતાવળાઃ**—આ **ઉતાવળા** છોકરા છે ( વિશેષણ ), છોકરા **ઉતાવળા** ચાલે છે (ક્રિયાવિશેષણ), **ઉતાવળા** સો બાવરા ધીરા સો ગંભીર (વિશેષણ નામ અર્થે).

**૯૭. માટેઃ**—માંદા છો **માટે** ન આવો (ઉભયાન્વયી અવ્યય). તેને માટે ચાલો (નામયોગી અવ્યય).

**૯૮. વારૂઃ**—**વારૂ**, તમો આવશો ? ( કેવળપ્રયોગી અવ્યય). ત્યાં જજો, **વારૂ**. (ક્રિયાવિશેષણ અવ્યય )

**૯૯. તેઃ**—તે ગયો (પુરુષ સર્વનામ), **તે** છોકરો (દર્શક વિશેષણ), રાજકોટથી **તે** નવાનગર સુધી રેલવે થઇ (ઉભયાન્વયી અવ્યય), તેમાં **તે** શું ? (ક્રિયાવિશેષણ અવ્યય).

**૧૦૦.** તેઓ **અન્યોન્યને-પરસ્પરને-એકબીજાને** મદદ કરશે. આપણે **એકએકથી** જુદા બેસવું. 'અન્યોન્ય', 'પરસ્પર', 'એકબીજું', 'એકએક' એવા અર્થના શબ્દો **અન્યોન્યવાચક** સર્વનામ કહેવાય છે. (અન્ય અન્યને, પર પરને, એક બીજાને, એક

એકથી એવો એમાં અર્થ છે ) આવા શબ્દનો પ્રથમ ભાગ પહેલી વિભક્તિમા રહે છે, ને બીજા ભાગને વિભક્તિના પ્રત્યય લાગે છે.

**૧૦૧.** તેણે આવવાની ચોકખી **ના** પાડી. (ભા.વા.ના., 'પાડી' નું કર્મ )*

## કવિતાનું પદચ્છેદ.

પદ્યમા શબ્દરચનાનો કાંઇ મેળ નથી એટલુજ નહિ, પણ શબ્દ પ્રત્યય વગેરે અધ્યાહાર મૂકવાની કવિને છૂટ છે, માટે કવિતામાં જે શબ્દ પ્રત્યય અધ્યાહાર હોય તે ઉમેરી તેનો બરાબર અન્વય કરવો. પછી ચરણમા જે ક્રમે શબ્દ હોય તે ક્રમે શબ્દો લઇ પદચ્છેદ કરવું. ચરણમાના શબ્દોમા કાંઇ અધ્યાહાર હોય તો પ્રથમ ચરણનો શબ્દ લખવો, ને તેની પાસે કૌસમા અધ્યાહાર ભાગ લખી તેનું પદચ્છેદ કરવું. જેમ:—

**કૃતિ ભારી નિર્ખી જન દૂર ખસે છે મથી મથી**

(હે ઈશ્વર, તારી)ભારી કૃતિ નિર્ખી જન મથીમથી (ને) દૂર ખસે છે.

**૧૦૨. કૃતિ**:—ભા.વા.ના.,ના.જા ,ર.એ.વ ,'નીરખી' કૃદંતનું કર્મ.

**૧૦૩. ભારી**·—ગુણવાચક વિશેષણ, વિશેષ્ય 'કૃતિ' માટે નારીજાતિ, બીજીનું એકવચન.

**૧૦૪. નિર્ખી**:—સંબંધક ભૂતકૃદંત અવ્યય.

**૧૦૫. જન**:—સામાન્ય નામ, નાન્યતરજાતિ, નામાર્થે પહેલીનું બહુવચન. 'ખસે છે' નો કર્તા.

**૧૦૬. દૂર**:—ક્રિયાવિશેષણ અવ્યય. 'ખસે છે' નું સ્થળદર્શક.

**૧૦૭. ખસે છે**:—કર્તા 'જન', કર્મ નથી માટે અકર્મક ક્રિયાપદ. 'ખસ' ધાતુ, દ્વિત્વ વર્તમાનકાળ, નિશ્ચયાર્થ, ક્રિયાનાથ કર્તા 'જન' માટે ત્રીજો પુરુષ, નાન્યતરજાતિ, બહુવચન, અકર્મક કર્તરિ પ્રયોગ.

**૧૦૮. મથીમથી** (ને)·—સંબંધક ભૂતકૃદંત અવ્યય.

# પાઠ ૧૬. વાક્યના પ્રકાર–મિશ્રવાક્ય.

જે વાક્ય બીજા વાક્યના કોઇ પણ શબ્દ સાથે જોડાઇને એક વાક્ય કરવાના કામમા આવે છે, તેને **ગૌણવાક્ય** કહે છે. જેમ–

૧. કોઇ કોઇ વાર તો આપણે એવી વાતો સાભળીએ છીએ, કે ફલાણું ઘર તો વેધવાળુ છે. ૨. જે મહેનત કરે તે ધન મેળવે.

૩. કાશીમાં મરવાથી મોક્ષ મળે છે, એમ તીર્થવાસીઓ માનેછે.

૪. જ્યાં જશો ત્યા નસીબ બે ડગલાં આગળનું આગળજ છે.

પહેલા વાક્યમા 'ફલાણું ઘર તો વેધવાળુ છે' એ ગૌણવાક્ય 'સાંભળીએ છીએ' ક્રિયાપદનુ કર્મ છે, 'એવી વાતો' સાથે સમાન અર્થમા છે; બીજા વાક્યમા 'જે મહેનત કરે' એ ગૌણવાક્ય 'તે'નું વિશેષણ છે; ત્રીજા વાક્યમાં 'કાશીમાં મરવાથી મોક્ષ મળે છે, એ ગૌણવાક્ય 'માને છે' ક્રિયાપદનુ 'એમ' કર્મ છે તેના સમાન અર્થમા છે; ચોથા વાક્યમા 'જ્યાં જશો' એ ગૌણવાક્ય 'છે' ક્રિયાપદનુ વિ-શેષણ; 'ત્યા' ના સમાન અર્થમા સ્થળ વાચક છે. ગૌણ વાક્યો બીજાં વાક્યો પર આધાર રાખનારા હોય છે, જે વાક્યો પર ગૌણ વાક્યો આધાર રાખે, તે **મુખ્ય વાક્ય** કહેવાય છે.

પહેલા વાક્યમા 'કોઇ કોઇ વાર તો આપણે એવી વાતો સા-ભળીએ છીએ', બીજા વાક્યમા 'તે ધન મેળવે', ત્રીજા વાક્યમા 'એમ તીર્થવાસીઓ માને છે,' ચોથા વાક્યમા 'ત્યા નસીબ બે ડગલાં આગળનું આગળજ છે,' એ **મુખ્ય કે પ્રધાન** વાક્ય છે.

જે વાક્યમા એક મુખ્ય વાક્ય, અને એક અથવા અનેક ગૌણ વાક્ય હોય તેને **મિશ્રવાક્ય** કહે છે. મિશ્રવાક્યમાં બે કે તેથી વધારે ઉદ્દેશ અને ક્રિયાપદો હોય છે.

ગૌણવાક્ય ત્રણ જાતનાં હોય છે. ૧. **નામરૂપ**, ૨ **વિશેષણ-રૂપ**, ૩. **ક્રિયાવિશેષણરૂપ**.

## નામરૂપ ગૌણવાક્ય.

નામરૂપ ગૌણ વાક્ય અને મુખ્ય વાક્યની વચ્ચે **એ, તે,** કે એવા દર્શક શબ્દો આવે છે. જ્યારે વચમા **એ, તે** આવે છે, ત્યારે ગૌણવાક્ય પહેલું અને મુખ્ય વાક્ય પછી આવે છે, અને વચમા કે આવે છે, ત્યારે મુખ્ય વાક્ય પહેલુ ને ગૌણ વાક્ય પછી આવે છે.

નામરૂપ ગૌણ વાક્ય, નામના ધર્મ પ્રમાણે મુખ્ય વાક્યનાં **કર્ત્તા, કર્મ** કે **ક્રિયાપૂરક** બને છે.

(૧). **કર્ત્તા**:—૧. **રજપુતો લડાઇમાં પાછા હઠે** એ સંભવિત નથી, ૨. **માબાપને હંમેશાં પૂજ્યભાવથી માન આપવું** તે આપણો ધર્મ છે, ૩. એ ઉઘાડું છે કે **પાણીથી અગ્નિ ઓલવાય છે.** પહેલા વાક્યમા 'રજપુતો લડાઇમા પાછા હઠે' એ ગૌણ વાક્ય 'નથી' ક્રિયાપદનો કર્ત્તા અથવા 'એ' ની સમાન વિભક્તિમા છે, બીજા વાક્યમા 'માબાપને હંમેશા પૂજ્યભાવથી માન આપવુ'એ ગૌણ વાક્ય 'છે' ક્રિયાપદનો કર્ત્તા અથવા 'તે'ની સમાન વિભક્તિમાં છે, ત્રીજા વાક્યમાં 'પાણીથી અગ્નિ ઓલવાય છે' એ ગૌણ વાક્ય 'છે' ક્રિયાપદનો કર્ત્તા અથવા 'એ'ની સમાન વિભક્તિમાં છે.

(૨). **કર્મ**:—૧. **નાનાં બાળક બોલતાં કેમ શીખે છે** એ તું જાણતો નથી, ૨. **આ છોકરાઓ આમ શું કરવા કરે છે,** તે પેલો બુઢ્ઢો ન સમજ્યો, ૩. તેણે કહ્યું કે **તમે ખોટા છો.** ૪. બિલાડીઓ બોલી જે **આ રોટલાને વાસ્તે વાંધો પડયો છે.** પહેલા વાક્યમા 'નાના બાળક બોલતા કેમ શીખે છે' એ ગૌણ વાક્ય 'જાણતો નથી' ક્રિયાપદનું કર્મ અથવા 'એ'ની સમાન વિભક્તિમાં છે, બીજા વાક્યમા 'આ છોકરાઓ આમ શું કરવા કરે છે' એ ગૌણ વાક્ય 'ન સમજ્યો' ક્રિયાપદનું કર્મ અથવા 'તે'ની સમાન વિભ-

ક્તિમાં છે, ત્રીજા વાક્યમા 'તમે ખોટા છો' એ ગૌણ વાક્ય 'કહ્યું' ક્રિયાપદનું કર્મ છે ચોથા વાક્યમા 'આ રોટલાને વાસ્તે વાંધો પડયો છે' ગૌણ વાક્ય 'બોલી' ક્રિયાપદનું કર્મ છે.

(૩). **ક્રિયાપૂરક**:—૧. નાના બાળકનો ધર્મ છે કે **માબાપની આજ્ઞા માનવી**, ૨. તેનું માનવું હતું કે **કૃષ્ણ ફતેહમંદ થાય**, ૩. મારી સલાહ એ છે કે **હમણા તમારે ભણવું**. પહેલા વાક્યમાં 'માબાપની આજ્ઞા માનવી' એ ગૌણ વાક્ય 'છે' ક્રિયાપદનું, બીજા વાક્યમા 'કૃષ્ણ ફતેહમંદ થાય' એ ગૌણ વાક્ય 'હતુ' ક્રિયાપદનું, અને ત્રીજા વાક્યમા 'હમણા તમારે ભણવું' એ ગૌણ વાક્ય 'છે' ક્રિયાપદનું પૂરક છે

## વિશેષણરૂપ ગૌણ વાક્ય.

વિશેષણરૂપ ગૌણ વાક્યને આરંભે **જે, જેવું, જેટલું, જેવડું** એવા સંબંધી સર્વનામ આવે છે. અને ગૌણ વાક્ય પૂરૂં થઇ રહે ત્યારે અનુક્રમે **તે, તેવું, તેટલું, તેવડું** એવા સંબંધી સર્વનામ આવે છે.

વિશેષણ રૂપ ગૌણવાક્ય તેના ધર્મ પ્રમાણે મુખ્ય વાક્યના કર્ત્તા, કર્મ, ક્રિયાપૂરકનો વધારો થાય છે. જેમ—

૧. **જે માણસ પોતાનો ગુસ્સો દબાવે** તે ડાહ્યો છે.

૨. **જેવું વાવશો** તેવું લણશો.

૩. **જેટલું પાણી જોઇએ** તેટલું ભરી લો.

૪. **તમારે જેવડી સ્લેટ જોઇએ** તેવડી લો.

૫. આ કાગળ **મારે જેવડો જોઇએ** તેવડો છે.

પહેલા વાક્યમા 'જે માણસ પોતાનો ગુસ્સો દબાવે' એ ગૌણ-વાક્ય 'તે' કર્ત્તાનું વિશેષણ છે. બીજા વાક્યમા 'જેવું વાવશો' એ ગૌણ વાક્ય 'તેવુ' કર્મનું વિશેષણ છે. ત્રીજા વાક્યમાં 'જેટલું પાણી જોઇએ' એ ગૌણ વાક્ય 'તેટલું' કર્મનું વિશેષણ છે. ચોથા વાક્યમાં

'તમારે જેવડી સ્લેટ જોઇએ' એ ગૌણ વાકય 'તેવડી' કર્મનું વિશેષણ છે. પાચમા વાકયમાં 'મારે જેવડો જોઇએ' એ ગૌણ વાકય 'તેવડો' ક્રિયાપૂરકનું વિશેષણ છે.

નામરૂપ ગૌણ વાકય પછી આવનાર **'એ'**, **'તે'** ને છઠ્ઠી વિભક્તિના પ્રત્યય લાગે, ત્યારે તે વિશેષણરૂપ ગૌણ વાકય બને છે. જેમ, **બહુ વરસાદ વરસ્યો તેનું** પરિણામ લીલો કાળ છે. આ વાક્યમા 'બહુ વરસાદ વરસ્યો' એ ગૌણ વાકય 'તેનુ' નું વિશેષણ છે. અને 'બહુ વરસાદ વરસ્યો તેનું,' એ મુખ્ય વાકયના કર્ત્તા 'પરિણામ'નો વધારો છે.

## ક્રિયાવિશેષણરૂપ ગૌણ વાકય.

ક્રિયાવિશેષણરૂપ ગૌણ વાકયને આરંભે **જ્યાં, જ્યારે, જેમ, જો** એવા શબ્દ આવે છે, અને ગૌણ વાકય પૂરૂ થાય તે ઠેકાણે **ત્યાં, ત્યારે, તેમ, તો** એવા શબ્દ આવે છે.

ક્રિયાવિશેષણરૂપ ગૌણ વાકય મુખ્ય વાકયના વિધેયનું **સ્થળ, કાળ, રીતિ, કારણ, સંકેત,** વગેરે બતાવે છે.

(૧). **સ્થળ:—'જ્યાં પુનર્લગ્નનો ચાલ નથી,** ત્યાં' બાળલગ્ન નજ જોઇએ. '**જ્યાં જશો** ત્યા' નસીબ બે ડગલા આગળનુ આગળજ છે.

(૨). **કાળ:—'જ્યારે ફકીરને સજા કરવા માંડી,** ત્યારે' તે બોલ્યો. '**જ્યારે સસલી મોટી થઈ** ત્યારે' દૂધ પીતા શીખી.

(૩). **રીતિ:—'જેમ નજરમાં આવે છે,** તેમ' વર્ત્તો છો '**જેમજેમ વહેલો આવશે** તેમતેમ' સુખી થશે.

(૪). **કારણ:**—હું તેને ચાહું છું કેમકે **'તે માયાળુ છે.'** અહીં ઉભા ન રહો કેમકે **'ટ્રેન ચૂકશો.'** **'તે મને ગાળો દેતો હતો'** માટે તેને માર્યો.

(૫). **સંકેત:—'જો તમે જાઓ'** તો હું આવું.

નામરૂપ ગૌણ વાકય પછી આવનાર **એ, તે** શબ્દને, અથવા તેમના વિશેષ્યને કારક વિભક્તિના પ્રત્યય અથવા નામયોગી અવ્યય લાગે; તો તે ક્રિયાવિશેષણરૂપ ગૌણ વાક્ય થઈ જાય છે. જેમ—

'**શરીરનું આરોગ્ય જાળવવાને કયા નિયમ પાળવા જોઇએ** એને માટે' વિચાર કરીએ. (હેતુ.)

'**મનને કબજે રાખવું** એમા' ખરી મરદાઇ છે. (સ્થળ).

'હું છું, તેના કરતા' તે હોશિયાર છે. (મુકાબલો.)

વિશેષણરૂપ ગૌણ વાકય પછી આવનાર **તે, તેવું, તેટલું તેવડું** એવા શબ્દને, કે તેના વિશેષ્યને કારક વિભક્તિના પ્રત્યય અથવા નામયોગી અવ્યય લાગે, તો તે ક્રિયાવિશેષણરૂપ (વિધેયવર્ધકના વિશેષણ હોવાથી) ગૌણ વાક્ય થઇ જાય છે. જેમ—

'**તે જેટલું ધન કમાયો** તેટલાથી' તેણે સંતોષ ન માન્યો.(કરણ).

'**જે છોકરા સદ્વર્ત્તનથી વર્તે,** તે માટે' ઇનામ રાખો. (કારણ).

મિશ્ર વાકયમા ગૌણ વાકય કોઈ વખત મુખ્ય વાકયના કૃદંતનો પણ વધારો કરે છે. જેમ, '**જ્યાં મેં જગ્યા ખરીદી** ત્યા' જગ્યા ખરીદીને તેમણે બંગલો બંધાવ્યો. આમા ક્રિયાવિશેષણરૂપ ગૌણ વાક્ય મુખ્ય વાકયની વૃદ્ધિ કરનાર 'ખરીદીને' કૃદંતનું સ્થળ બતાવે છે.

## મિશ્ર વાકયનું પૃથક્કરણ.

મિશ્ર વાકયનું પૃથક્કરણ સાદા વાકયની રીતેજ કરવું. પ્રથમ વાકય સામે તેનો પ્રકાર જણાવી તેમાંના મુખ્ય વાકયનું પૃથક્કરણ કરવું, ને તેમાં ગૌણ વાકયો જેજે કામ બજાવતા હોય તે તે પ્રમાણે તેને ગોઠવવાં.

## મિશ્ર વાક્યની

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય- |
|---|---|---|
| | | ઉદ્દેશ્ય. |
| ૧. રજપુતો લડાઇમા પાછા હઠે એ સંભવિત નથી. | મિશ્ર વાક્ય | રજપુતો લડાઇમાં પાછા હઠે, એ |
| (રજપુતો લડાઇમા પાછા હઠે) | નામરૂપ વાક્ય ('સંભવિત નથી' માના 'નથી'નો કર્ત્તા અથવા 'એ'ની સમાન વિભક્તિમા) | રજપુતો |
| ૨. નાના બાળક બોલતા કેમ શીખે છે તે તુ જાણતો નથી. | મિશ્ર વાક્ય | તુ |
| (નાના બાળક બોલતા કેમ શીખે છે ) | નામરૂપ વાક્ય ('જાણતો નથી'નું કર્મ-અથવા 'તે'ની સમાન વિભક્તિમા) | બાળક |
| ૩. નાનાં બાળકનો ધર્મ છે કે માબાપની આજ્ઞા માનવી. | મિશ્ર વાક્ય | ધર્મ |
| (માબાપની આજ્ઞા માનવી) | નામરૂપ વાક્ય ('છે' ક્રિયાપદનું પૂરક) | બાળકે (અધ્યાહાર ) |

## પૃથક્કૃતિનો નમૂનો.

| પક્ષ. | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|
| ઉદ્દેશ્યવર્ધક. | વિધેય. | | વિધેયવર્ધક. |
| | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| ... | નથી. | સંભવિત | ... |
| ... | હડે | ... | લડાઇમા (સ્થળ), પાછા (રીત) |
| ... | જાણતો નથી (નિષેધવાચક) | નાના બાળક બોલતા કેમ શીખે છે તે | ... |
| નાના | શીખે છે | બોલતા | કેમ (રીત) |
| નાના બાળકનો | છે | માબાપની આજ્ઞા માનવી | ... |
| ... | માનવી | માબાપની આજ્ઞા | ... |

| | | |
|---|---|---|
| ૪. જે છોકરો આળસુ હોય છે તે છોકરો મોડો આવે છે. | મિશ્ર વાક્ય | છોકરો |
| (જે છોકરો આળસુ હોય છે) | વિશેષણરૂપ વાક્ય ('તે' વિશેષ્ય) | છોકરો |
| ૫. જ્યારે સસલી મોટી થઇ ત્યારે તે દૂધ પીતા શીખી. | મિશ્ર વાક્ય | તે |
| (જ્યારે સસલી મોટી થઇ) | ક્રિયાવિશેષણરૂપ વાક્ય | સસલી |
| ૬. જ્યા મેં જગ્યા ખરીદી ત્યા જગ્યા ખરીદીને તેમણે બંગલો બંધાવ્યો. | મિશ્ર વાક્ય | તેમણે |
| ( જ્યા મેં જગ્યા ખરીદી ) | ક્રિયાવિશેષણરૂપ વાક્ય ('ખરીદીને' કૃદંતનું સ્થળ) | મેં |
| ૭. જોસફની બાયડી બોલી કે જ્યારે મારો ધણી છાપરે ચડેલો હતો ત્યારે બરફનો એક ડુંગર ઢળી પડતો સાભળ્યો. | મિશ્રવાક્ય | બાયડી |
| (બરફનો એક ડુંગર ઢળી પડતો સાભળ્યો) | નામરૂપ વાક્ય ('બોલી'નું કર્મ) | જોસફની બાયડી-એ (અધ્યાહાર) |
| (જ્યારે મારો ધણી છાપરે ચડેલો હતો) | ક્રિયાવિશેષણરૂપ વાક્ય | ધણી |

| | | | |
|---|---|---|---|
| જે છોકરો આ-ળસુ હોય છે, તે | આવે છે | ... | મોટો (કાળ) |
| જે | હોય છે | આળસુ | ... |
| ... | શીખી | દૂધ પીતા | જ્યારે સસલી મોટી થઇ, ત્યારે (કાળ) |
| ... | થઇ | મોટી | જ્યારે (કાળ) |
| ... | બંધાવ્યો | બંગલો | જ્યા મેં જગ્યા ખરી-દી ત્યા (સ્થળ), જગ્યા ખરીદીને (કાળ) |
| ... | ખરીદી | જગ્યા | જ્યા (સ્થળ) |
| જોસફની | બોલી | જ્યારે મારો ધણી છાપરે ચડેલો હતો ત્યારે બરફનો એક ડુંગર ઢળી પડતો સાભળ્યો (કર્મ) | |
| ... | સાંભળ્યો | બરફનો એક ડુંગર ઢળી પડતો | |
| મારો | ચડેલો હતો | ... | જ્યારે (કાળ) છાપરે (સ્થળ) |

## પાઠ ૧૭. વાક્યના વર્ગ–સંયુક્ત વાક્ય.

પાછલા પાઠોમા આપણે સાદાં અને મિશ્રવાક્યો વિષે વિવેચન કર્યું, સાદા વાક્યોમા એક ઉદ્દેશ્ય અને એક ક્રિયાપદ હોય છે, મિશ્ર અને સંયુક્ત વાક્યોમાં એકથી વધારે ઉદ્દેશ્ય અને ક્રિયાપદો હોય છે; પણ તે બન્ને વચ્ચે મોટો તફાવત એ છે કે મિશ્રવાક્યમા એક જ **મુખ્ય** વાક્ય હોય છે, ને બાકીના બધા તેનાપર આધાર રાખનારા વાક્યો હોય છે, અને સંયુક્ત વાક્યમાના સઘળા વાક્યો એક બીજાથી તદ્દન સ્વતંત્ર હોય છે. એટલે એક વાક્યનો આધાર બીજા વાક્યપર બિલકુલ હોતો નથી, માત્ર ઉભયાન્વયી અવ્યયથી તેઓ જોડાએલાં હોય છે.

સરખા અધિકારના બે અથવા વધારે સહગામી (જોડે આવનાર) મુખ્ય વાક્યો **ઉભયાન્વયી અવ્યયથી** જોડાઇને જે વાક્ય બને તેને **સંયુક્ત વાક્ય** કહે છે. સહગામી મુખ્ય વાક્યો નીચે બતાવેલી પાચ-માંથી એક રીતે જોડાએલા હોય છે:—

(૧). સમુચ્ચયવાચક ઉભયાન્વયી અવ્યયથી–ઉદા. વનમા મહેતાને શુદ્ધ ભક્તિની પ્રાપ્તિ થઇ, **અને** સાધુસંતોનો સહવાસ વધ્યો.

(૨). વિરોધવાચક ઉભયાન્વયી અવ્યયથી–ઉદા. નાતીલાઓએ પણ તેમની પજવણી કરવામા બાકી રાખી નહિ. **પણ** મહેતા એ કશાથી ભક્તિમાથી ડગ્યા નહિ.

(૩) કારણવાચક ઉભયાન્વયી અવ્યયથી–ઉદા. જમીનધારો સીધો કર કહેવાય છે, **કેમકે** એ કર ખેડુતની પાસેથીજ લેવાય છે.

(૪). પરિણામવાચક ઉભયાન્વયી અવ્યયથી–ઉદા. આ ઉપદેશનો મર્મ અહલ્યાબાઇ તરત કળી ગઇ. **તેથી** તેણે એ સ્વીકાર્યો નહિ.

(૫). વિકલ્પવાચક ઉભયાન્વયી અવ્યયથી-ઉદા. તમે મને ચોખા આપો, **અથવા** ઘઉ આપો.

સંયુક્ત વાક્યના મુખ્ય વાક્યમા કોઇ વખત ગૌણ વાક્ય હોય છે, છતા બે અથવા વધારે મુખ્ય વાક્યો હોવાથી આખા વાક્યને સંયુક્ત વાક્ય કહે છે. જેમ, ત્યા **જે કામ કરવાનું હતું તે કર્યું** અને પાછો પોતાને ગામ જવાને નીકળ્યો.

**સંકોચિત સંયુક્ત વાક્ય**—સંયુક્ત વાક્યમા મુખ્ય વાક્યનાં કર્ત્તા, કર્મ, ક્રિયાપદ સામાન્ય હોય છે, ત્યારે ઘણુંકરીને તેની પુનરુક્તિ કરવામા આવતી નથી, એવા વાક્ય 'સંકોચિત સંયુક્ત વાક્ય કહેવાય છે. જેમ—

(૧). ગાય અને ઘોડો ચરે છે-ગાય ચરે છે અને ઘોડો ચરે છે. એમાં 'ચરે છે' ક્રિયાપદ સામાન્ય છે.

(૨). લલ્લુ દોડયો અને પડયો-લલ્લુ દોડયો અને લલ્લુ પડયો. એમા 'લલ્લુ' કર્ત્તા સામાન્ય છે.

(૩). તેણે પાઠ કર્યો અને કરાવ્યો-તેણે પાઠ કર્યો અને તેણે પાઠ કરાવ્યો. એમા 'તેણે' કર્ત્તા અને 'પાઠ' કર્મ સામાન્ય છે.

**સંયુક્ત વાક્યનું પૃથક્કરણઃ**—મિશ્રવાક્યની માફક સંયુક્ત વાક્યનું પૃથક્કરણ કરવું.

**સંકોચિત** સંયુક્ત વાક્યમા પ્રકટ ક્રિયાપદ એક દેખાય, પણ અધ્યાહારરૂપે ઘણા હોય છે; તેથી એવા વાક્યને દેખાવ પરથી સાદાં વાક્યમાં ન ગણવા.



## સંયુક્ત વાક્યના

| વાક્ય. | પ્રકાર. | ઉદ્દેશ્ય |
|---|---|---|
| | | ઉદ્દેશ્ય. |
| ૧. એક બાયડીએ એક નાનુ સસલાનું બચ્ચું વેચાતું લીધું, ને તેની ટેવ જોવાને પાળ્યુ. | સંયુક્ત વાક્ય | |
| (એક બાયડીએ એક નાનું સસલાનું બચ્ચું વેચાતું લીધું) | સાદું વાક્ય | બાયડીએ |
| (તેની ટેવ જોવાને પાળ્યું) | સાદું વાક્ય | ,, |
| ૨. જો એક વેળામાં માત્ર એક કામ કરશો, તો આખા દહાડામા દરેક કામ કરવાને તમને પૂરતો વખત મળશે; પણ જો એકજ વખતે બે કામ લઇ બેસશો, તો બધું વર્ષ પણ પહોચી નહિ વળો | સંયુક્ત વાક્ય | |
| જો એક વેળામાં...પૂરતો વખત મળશે; | મિશ્ર વાક્ય | વખત |
| (જો એક વેળામાં માત્ર એક કામ કરશો) | ક્રિયાવિશેષણ વાક્ય | તમે (અધ્યાહાર) |
| જો એકજ વખતે બે કામ... પહોંચી નહિ વળો. | મિશ્ર વાક્ય | તમે (અધ્યાહાર) |
| (જો એકજ વખતે બે કામ લઇ બેસશો) | ક્રિયાવિશેષણ વાક્ય | તમે (અધ્યાહાર) |

## પૃથક્કરણનો નમૂનો.

| પક્ષ. | વિધેયપક્ષ. | | |
|---|---|---|---|
| ઉદ્દેશ્યવર્ધક. | વિધેય | | વિધેયવર્ધક. |
| | ક્રિયા. | ક્રિયાપૂરક. | |
| એક | વેચાતુ લીધું | એક નાનુ સસલાનું બચ્ચુ | ... |
| ,, | પાળ્યુ | ,, | તેની ટેવ જોવાને [હેતુ] |
| પૂરતો | મળશે | તમને | જો એક વેળામાં માત્ર એક કામ કરશોતો(સંકેત),આખા દહાડામાં (કાળ), દરેક કામ કરવાને (હેતુ) |
| ... | કરશો | માત્ર એક કામ | એક વેળામાં (કાળ) |
| ... | પહોચી નહિ વળો (નિષેધવાચક) | ... | જો એક વખતે બે કામ લઇ બેસશો તો(સંકેત),બધું વર્ષ પણ (કાળ) |
| ... | લઇ બેસશો | બે કામ | એકજ વખતે (કાળ) |

## પાઠ ૧૮. વિરામ ચિહ્ન.

બોલતા બોલતાં શ્વાસ લેવા સારૂ, તથા સાભળનાર માણસ સહેલથી સમજી શકે, તેટલા સારૂ અટકીએ છીએ, લખાણમા એવી અટકવાની જગોએ કેટલીક નિશાનીઓ કરાય છે, તેને **વિરામચિહ્ન** ( વિ+રમ્=થોભવું, અટકવુ ) કહે છે. એમાંના મુખ્ય નીચે આપ્યાં છે.

(૧) , અલ્પવિરામ, (૨) ; અર્ધવિરામ, (૩) : ગુરુવિરામ, (૪) . પૂર્ણવિરામ, (૫) ? પ્રશ્નચિહ્ન, (૬) ! ઉદ્ગાર ચિહ્ન, (૭) ' ' કે " " અવતરણ ચિહ્ન, (૮) [ ] કે ( ) કૌંસ, (૯) - સંયોગ રેખા, (૧૦)—વર્ણન કે ઉદાહરણ રેખા, (૧૧) - - અપસારણ ચિહ્ન.

**અલ્પવિરામ.**

૧. બે શબ્દ ઉભયાન્વયી અવ્યયથી જોડાય, તો તેની વચમા કાઇ નહિ; પણ તેની વચમાં ઉભયાન્વી અવ્યયનો અધ્યાહાર હોય, તો વચમા અલ્પવિરામ મૂકાય છે. જેમ, છગન અને મગન ગયા, છગન, મગન ગયા. તે આવ્યો ને ગયો.

૨. બેથી વધારે શબ્દ જોડાય, તો છેલ્લા શબ્દ સિવાય સઘળા શબ્દ પછી અલ્પવિરામ મૂકાય છે. જેમ, તે ડાહ્યો, મહેનતુ, અને ભલો છે. તે આવ્યો, બેઠો, અને ચાલ્યો ગયો.

૩. સંબોધનવાળું નામ વાક્યની આરંભમા આવે તો તેની પછી, અને વાક્યની વચમા આવે તો તેની બંને તરફ અલ્પવિરામ મૂકાય છે. જેમ, હે ઇશ્વર, અમારા પાપ ક્ષમા કર. અમારા પાપ, હે ઇશ્વર, ક્ષમા કર.

૪. શબ્દાવળી બેજ હોય, તોપણ તેની વચ્ચે હંમેશાં અલ્પ-વિરામ મૂકાય જ. જેમ, તે છોકરો કામ કરવે ચાલાક, અને ભણવા ગણવામાં હોશિયાર છે.

૫. પૂર્વ સ્થાનના શબ્દને ઓળખાવનાર શબ્દાવળીની બંને

બાજૂએ અલ્પવિરામ મૂકાય છે. જેમ, સયાજીરાવ, વડોદરાના મહારાજા, હવા ખાવા મહાબળેશ્વર પધાર્યા છે.

૬. ગૌણ વાક્યની પછી અલ્પવિરામ મૂકાય છે: પણ જો બહુ નાનું ગૌણ વાક્ય હોય, તો કંઇ પણ ચિહ્ન મૂકાતું નથી. જેમ, તે આજે અમદાવાદ જવાનો છે, એ હુ જાણતો નથી. તે જવાનો છે એ હું જાણતો નથી. પોતાના માબાપની આજ્ઞામા રહેવું, અને તેમની મર્યાદા રાખવી, એ કામ સપુત છોકરાનું છે.

૭. સંયુક્ત વાક્યમાં સહગામી વાક્યોની પછી વખતે અલ્પવિરામ મૂકાય છે. જેમ, બાગમાં નારંગી, લીંબુ, દાડમ, તાડ અને બીજી અનેક પ્રકારની વનસ્પતિ છે, અનેક ખીલી રહેલા ફૂલોની વાસ ચારે તરફ ફેલાઇ રહી છે, અને માછલાથી ભરેલા હોજ અને ફૂવારા આવી રહ્યા છે.

૮. જે શબ્દો પછી તેના સમાનાર્થે **એ, તે, સર્વે, એ સર્વે, ઇત્યાદિ, વગેરે** એવા શબ્દો આવે, તો તે દરેક શબ્દની પછી અલ્પવિરામ મૂકાય છે. જેમ, છગન, લલ્લુ, એમને બોલાવીને વહેલો આવ. કપડવંજમા કાચ, સાબુ, વગેરે બને છે.

૯. હા, ના, હવે, વળી, બીજું, છેવટે, ટુંકામાં, વગેરે એવા અર્થના કેટલાક શબ્દની પછી અલ્પવિરામ મૂકાય છે. જેમ, વળી. હું તેમને કહું છું.

**અર્ધવિરામ.**

ગૌણ વાક્યની અંદર પેટાવાક્ય આવેલા હોય; તો ગૌણવાક્યને છેડે અર્ધવિરામ મૂકાય છે. જેમ, અભ્યાસમાં જેવી કાળજી હોય તેનું તેવું ફળ મળે; એમાં સંદેહ શો?

સહગામી વાક્યોમા બે કે વધારે ગૌણ વાક્યો હોય, અને તે ગૌણવાક્યો અલ્પવિરામવડે જુદાં પડતાં હોય; તો સહગામી વાક્યો

વચ્ચે અર્ધવિરામ આવે. જેમ, એવા લોકને ત્યા કોઇ પરદેશી જઇ ચઢ્યો હોય, તો તેઓ તેને ઉતારાની અને ખાવાપીવાની સોઇ કરી આપવામા આનંદ માને છે; અને એ પરદેશી જેની પાસેથી દૂધ, વગેરે ચીજો વેચાતી મેળવી શકતો નથી, તેનીજ પાસેથી તે ચીજો મેમાન થઇને મફત પામે છે. ( નવી સાતમી. )

સહગામી વાક્યોમા ગૌણવાક્ય ન હોય, પણ અલ્પવિરામ કરતાં વધારે અટકવાની જરૂર હોય તો સહગામી વાક્યો વચ્ચે અર્ધવિરામ મૂકાય. જેમ, જનોઈ પહેરી સૂર્યનો મંત્ર લેઈ વિદ્યાર્થી ગુરુને ઘેર રહે છે; ભિક્ષા માગીને ગુજરાન ચલાવે છે; ગુરુની સેવા કરે છે; અને વિદ્યા ભણે છે. ( નવી સાતમી. )

**ગુરુવિરામ:**—સરખા અધિકારના મુખ્ય વાક્યોને જોડનાર ઉભયાન્વયી અવ્યય પડતો મૂકાય, તો ત્યાં ગુરુવિરામ મૂકાય છે. જેમ, આળસ તજો: આળસ સમાન બીજો વેરી નથી. 'એમાના કેટલાકમા કવિ દલપતરામ આ પ્રમાણે વર્ગ કરે છે: પહેલો શામળ ને બીજો પ્રેમાનંદ, ૪૦' (નર્મગદ્ય). આ ચિહ્ન એકલું બહુ વપરાતું નથી. વર્ણન-રેખા સાથે વપરાય છે. જે કંઈ કહ્યું હોય, તેમા દાખલા રૂપે ઉમેરવું હોય, ત્યારે આ ચિહ્ન વપરાય છે. જેમકે, સર્વનામના ૭ પ્રકાર છે:—

**પૂર્ણ વિરામ.**

૧. રચના અને અર્થમા જ્યા વાક્ય પૂરૂ થાય, ત્યા પૂર્ણ વિરામ મૂકાય છે. જેમ, તે ગયો. જો ચાકરી કરીએ તો ભાખરી મળે.

૨. આજ્ઞા આપતી વખતે કે આશીર્વાદ આપતી વખતે વાક્યને છેડે પૂર્ણવિરામ મૂકાય છે. જેમ, લક્ષ્મણજીને રામચંદ્રજીએ કહ્યું કે ભાઈ, માતા, પિતા અને ગુરુની સેવા કરજે. ભગવાન તારી રક્ષા કરો.

૩. કોઈ નામ કે શબ્દને માટે સંક્ષેપ નિશાની વાપરીએ, ત્યા પૂર્ણ વિરામ મૂકાય છે. જેમ, લલ્લુ હરિભાઈ=લ. હ. મહેરબાન=મે.

મિસ્તર=મિ.

**પ્રશ્ન ચિહ્ન.**

જે વાક્યમા સવાલ કરેલો હોય છે, તે વાક્યને છેડે પ્રશ્ન ચિહ્ન મૂકાય છે. જેમ, તમે ક્યા જાઓ છો? તમારો ધર્મ શો?

જ્યારે પ્રશ્નાર્થ વાક્ય પેટા વાક્ય હોય છે, ત્યારે ત્યા પ્રશ્ન ચિહ્ન મૂકાય નહિ. જેમ, તમે ક્યાં જાઓ છો એમ તેણે મને પૂછ્યું.

**ઉદ્ગાર ચિહ્ન**:—કેવળપયોગી અવ્યય, અથવા તે અર્થે વપરાએલા કોઈ પણ શબ્દ કે શબ્દાવળીની પછી ઉદ્ગાર ચિહ્ન મૂકાય, અને ઉભરાનો ભાવ ઓછો હોય તો અલ્પ વિરામ મૂકાય. જેમ. અરે! શિવશિવ! આ તે શો ગજબ! અરે, મારૂ માથું દૂખે છે.

**અવતરણ ચિહ્ન**:—કોઈના કહેલા કે લખેલા શબ્દો તેના તેજ રૂપમા લખી બતાવવા હોય, તો તે શબ્દોની પહેલા અને પછી " " આવાં અવતરણ ચિહ્ન મૂકાય છે; જો વાક્ય નાનું સરખું હોય તો ' ' આવા ચિહ્ન કરાય છે. જેમ, શ્રી કૃષ્ણે ભગવદ્ગીતામા કહ્યું છે કે "અજ્ઞાનીના મનને ચલાવી નાખવું નહિ." કોઈ શબ્દને શબ્દ તરીકે વાપરીએ તો ' ' આવા ચિહ્ન મૂકાય છે. જેમ, વિશેષ્ય 'છોકરો.'

**કૌંસ**:—અર્થની સ્પષ્ટતા કે ખુલાસાને માટે કાંઇ વિશેષ જણાવવાનું હોય, તે [ ] આવા અથવા ( ) આવા કૌંસમા લખાય છે. કૌંસમાં લખેલી બાબત કાઢી લેતા મૂળ અર્થ તૂટતો નથી. જેમ, ઇ (અય્)=જવું.

**સંયોગ રેખા**:—જ્યા લીટી પૂરી થાય ત્યાં શબ્દ અધુરો રહે ત્યારે, અથવા બે પદને એક જેવા બતાવવા હોય ત્યા સંયોગ રેખા વપરાય છે. જેમ, લખ-વામા, કર-નાર, વખત-નો, પુરુષ-ત્વ, ગુજરાતી-ઇંગ્રેજી ડિક્શનરિ, ગુરુ-ચેલો.

**વર્ણન કે ઉદાહરણ રેખા**:—વાક્યમા ઉદાહરણ તથા કહેલા વિષયનું વર્ણન છે, એ જણાવવાને જરા લાંબી લીટી કાઢવામા આવે

છે; તેને વર્ણન કે ઉદાહરણ રેખા કહે છે. કોઇવાર મહાવિરામ અને વર્ણનરેખા ( :— ) આ પ્રમાણે સાથે પણ લખાય છે.

**અપસારણ ચિહ્નઃ**—હકીકત લખતા લખતા તેને વધારે સ્પષ્ટ કરવાને, અથવા વચમા સૂઝી આવેલા વિચારોને દર્શાવવા તેની પહેલા–આવું અને પછી પણ–આવુ ચિહ્ન કરાય છે તેને અપસારણ ચિહ્ન કહે છે. જેમ, દેહ જાળવવાનો નિયમ–બ્રહ્મચર્ય, સારો ખોરાક, શુદ્ધ જીવન, વગેરે–બરાબર પળાય તો ૮૦, ૯૦ વર્ષ સહેજ જીવાય.

## પાઠ ૧૯. પ્રશ્નો.

૧. ભાવકર્તૃક ક્રિયાપદ એટલે શું? તેના પાચ દાખલા આપો.

૨. સાહાય્યકારક ક્રિયાપદ કોને કહે છે?

૩. મિશ્રકાળ શી રીતે બને છે?

૪. પંદર મુખ્ય મિશ્રકાળના નામ બોલો ને તે શી રીતે બને?

૫. 'કર' ધાતુના નિશ્ચયાર્થ ને સંકેતાર્થમા મિશ્રકાળના રૂપ કહો.

૬. 'દોડ' ધાતુનાં મિશ્રકાળમાં ભાવે રચનાનાં રૂપ કહો.

૭. નિષેધાર્થ રૂપ શી રીતે બને?

૮. પ્રેરક રૂપ એટલે શું? ને શી રીતે બને? 'ખા' ધાતુનું પુનઃ પ્રેરક રૂપ શું?

૯. 'લખાવ' ધાતુના શુદ્ધ ને મિશ્રકાળમા નિશ્ચયાર્થ ને સંકેતાર્થમાં રૂપ બોલો.

૧૦. કૃદંત નામ, વિશેષણ અને અવ્યયના પ્રત્યય કયા?

૧૧. 'લખ' ધાતુપરથી કૃદંત નામ, વિશેષણ અને અવ્યય બનાવો.

૧૨. સંયુક્ત ક્રિયાપદ કોને કહે છે.

૧૩. સકર્મક ક્રિયાપદ ભૂતકાળે, કર્તરિ પ્રયોગમા આવે એવા પાંચ વાક્ય બનાવો.

૧૪. સકર્મક ક્રિયાપદ ભૂતકાળે કર્ત્તરિ તથા કર્મણિ પ્રયોગમાં આવે

એવાં ત્રણ ત્રણ વાક્ય બનાવો.

૧૫. ક્રિયાવિશેષણ, નામયોગી અને ઉભયાન્વયી અવ્યયના પ્રકારનાં નામ ને તેના દાખલા આપો.

૧૬. કર્તા, કર્મ, પરિમાણ, સ્થળ, કાળ, કરણ, હેતુ, મૂલ્ય, અંગવિકાર, સાહિત્ય, સંબંધ, અપાદાન, મર્યાદા, ન્યૂનાધિકતા એ અર્થે કઈ કઈ વિભક્તિ આવે છે તે દાખલા સાથે કહો.

૧૭. સકર્મક કર્ત્તરિ ને કર્મણિ રચનાવાળા વાક્યોમા કર્તા ને કર્મ કઈ વિભક્તિમા હોય તે દાખલા સાથે સમજાવો. (કર્ત્તરિ રચનામા કર્તા નામાર્થે પહેલી વિભક્તિમા ને કર્મ બીજી વિભક્તિમા હોય છે. કર્મણિ રચનામા કર્તા ત્રીજી, ચોથી કે પાચમી વિભક્તિમા ને કર્મ નામાર્થે પહેલી વિભક્તિમાં હોય છે.)

૧૮. ક્રિયાપદ ને ક્રિયાનાથ, વિશેષણ ને વિશેષ્ય અને વિભક્તિ સંબંધી અન્વયના કેટલાક નિયમ દાખલા સાથે આપો.

૧૯. ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક તરીકે કયા શબ્દો વપરાય છે તે દાખલા સાથે કહો

૨૦. ઉદ્દેશ્ય અને ક્રિયાપૂરક શબ્દના વધારા તરીકે કયા શબ્દો વપરાય છે તે દાખલા સાથે કહો.

૨૧. વિધેય તરીકે વપરાતા શબ્દો કયા તે દાખલા સાથે કહો.

૨૨. વિધેયવર્ધક તરીકે કયા શબ્દો વપરાય છે તે દાખલા સાથે કહો.

૨૩. શબ્દાવળી કોને કહે છે તે દાખલા સાથે કહો.

૨૪. ઉદ્દેસ્ય, ક્રિયાપૂરક અને વિધેયનો વધારો, શબ્દાવળીથી કર્યાનાં બબ્બે ઉદાહરણ આપો.

૨૫. મિશ્રવાક્ય, ગૌણવાક્ય અને મુખ્ય વાક્ય કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૨૬. ગૌણવાક્ય મુખ્ય વાક્યની પહેલા કે પછી કયારે આવે?

૨૭. ગૌણવાક્ય કેટલી જાતનાં છે તે દાખલા આપી સમજાવો.

૨૮. નામરૂપ, વિશેષણરૂપ અને ક્રિયાવિશેષણરૂપ ગૌણવાક્ય શા શા અર્થે વપરાય છે?

૨૯. સંયુક્ત વાક્ય કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૩૦. સંકોચિત સંયુક્ત વાક્ય કોને કહે છે તે દાખલો આપી સમજાવો.

૩૧. નીચેના વાક્યોનું પૃથક્કરણ અને અંકિત શબ્દોનું પદચ્છેદ કરો.

(૧). આપણા ગામમાં નદી હોવાથી આપણને પુષ્કળ પાણી વગર મહેનતે મળે છે.

(૨). જગદેવે કહ્યું કે હે મહારાજ આપની હલકી પણ સેવાને અર્થે તો મારા કરતાં મોટા મોટા રાજાના કુંવર હજારો નિત્ય આવે છે.

(૩). ઇશ્વરપર વિશ્વાસ રાખી જે કોઇ કાલે સવારમા બારણું ઉઘાડતાંજ આપણા ઘરમા દાખલ થાય તેને દત્તક કરી લેવો.

(૪). જો તેણે આગળ ઉત્પન્ન કરેલા દ્રવ્યમાંનો કાંઇક ભાગ સંઘરી રાખ્યો હશે, તો તે વડે તે પોતાનો નિર્વાહ ચલાવી શકે.

(૫). પેલા નવમા મુસાફરે ગાડીવાનને કહ્યુ કે ગાડી જલદી હાકજો; આમ તે ક્યારે પહોચાડશો?

(૬). ભાભીને એ ભારે પડયું, અને સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે ભાભીથી આવેશમાં એક દિવસ કંઇ મહેણું દેવાઇ ગયું.

(૭). પાસે દ્રવ્ય એટલે પૈસો ન હોય, પણ બીજું દ્રવ્ય હોય; અને જે ફરી ફરીને તે વડે દ્રવ્યનું ઉત્પાદન કરી શકે એવો હોય, તેને દ્રવ્યવાન જાણવો.

(૮). શકુન્તલા કહે, અલી પ્રિયંવદા, રાજપુત્રને મળવાની મારા મનમાં ઘણી ઉત્કંઠા છે ખરી. તોપણ આશ્રમ છોડીને જતાં મારા પગ ઉપડતા નથી.

૩૨. મુખ્ય વિરામચિહ્નનાં નામ આપો ને તે કયે પ્રસંગે વપરાય?

**સમાપ્ત.**

# અભિપ્રાય.

ઉત્તર વિભાગની પ્રાથમિક શાળાના અગ્રગણ્ય માસ્તરોના અભિપ્રાય મંગાવતાં ૪૨ ઉત્તમ અભિપ્રાય અમને મળ્યા છે, તે પૈકી ત્રણ અભિપ્રાય નીચે આપ્યા છે.

**અમદાવાદ વર્ના. હાઇસ્કૂલ નં. ૧ ના હે. મા. રા રા. બાલુભાઇ રતનચંદ શાહ** તા. ૨૦-૬-૨૫ના પત્રમાં લખે છે કે—

"તમારી લખેલી 'ગુજરાતી બાળવ્યાકરણ' નામની ચોપડી પ્રાથમિક શાળાઓમાં ટેક્સ્ટ બુક તરીકે ચલાવવાને લાયક છે એમ આખું પુસ્તક વાંચી ગયા પછી મારો અભિપ્રાય થયો છે. કારણ કે તેમાં પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓને જેટલું જ્ઞાન આપી શકાય તેટલી બાબતોનો સરલ પદ્ધતિથી સમજાવવા યત્ન કર્યો છે. વળી નિયમો સમજાવવા આપેલાં ઉદાહરણો ઘણાં અસરકારક છે. સદરહુ પુસ્તકની લોકપ્રિયતા તેની ૨૯મી આવૃત્તિથી સાબીત થઇ જાય છે, છતાં તે ટેક્સ્ટ બુક તરીકે શા માટે મંજુર થતું નથી તેની મને સમજણ પડતી નથી. ખેર! દૈવયોગે તે મંજુર થાય કિંવા ન થાય તોપણ તમારો પ્રયત્ન સફળજ છે."

**ખેડા મ્યુનિ. મુખ્ય સ્કૂલના હે. મા. રા. રા. જી. એ. પટેલ** તા. ૨૬-૬-૨૫ ના પત્રમાં લખે છે કે—

"આપના હસ્તથી અંકાએલી અને આપના તરફથી પાઠવેલી 'સરલ ગુજરાતી બાળવ્યાકરણ' નામની ચોપડી ભેટ તરીકે સ્વીકારી લેતા મારો તેના સંબધમા નીચે પ્રમાણેનો પ્રામાણિક અભિપ્રાય છે:—

ઉપરની બુક વાંચતાં મને સંપૂર્ણ સંતોષ થયો છે. વળી જે વર્ણન આલેખવામાં આવેલ છે તે વિદ્યાર્થી તેમજ શિક્ષક ઉભયને પ્રિય લાગે તેવાં છે. આ બુકમાં ધોરણવાર જે ક્રમ આપેલ છે, તેમાનો કોઇપણ વિષય અસ્થાને નથી.

પદચ્છેદ અને પૃથક્કરણ પણ વિગતવાર અને પદ્ધતિસર મૂકેલું છે. દરેક વિષયનું વિવેચન ઘણુજ સ્પષ્ટતા યુકત છે.

'જ્યાં બધું સારૂં ત્યાં અમુક ભાગના વખાણ નિરર્થક છે' એમ સમજી તેનાં વખાણથી વિરમું છું.

હાલની શાળાઓમાં વ્યાકરણનો વિષય ઘણોજ કાચો જોવામાં આવે છે, કારણકે છોકરાઓને તે અપ્રિય લાગે છે. પરન્તુ જો શિક્ષકની શિખવવાની પદ્ધતિ અને આવા સારાં સમજ પડે તેવાં વ્યાકરણ વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવામાં આવે, તથા વિદ્યાર્થીઓ રસ લેતા થાય; તો આ વિષય ઘણો સારો થઇ શકે વળી આથી હાઇસ્કૂલોમા પણ ગ્રામરની સંપૂર્ણતાને લીધે વિદ્યાર્થીઓ અંગ્રેજી ભાષાપર કાબુ મેળવતા થઈ શકે. જો આ લાભ અખત્યાર કરવો હોય, તો આ વ્યાકરણ ટેકસ્ટ બુક તરીકે મંજુર થવા મારો સજ્જડ અને નિઃસ્વાર્થ અભિપ્રાય છે.

વળી સદરહું ચોપડીની કિમ્મત એકંદરે ઓછી છે જો આ બુક મંજુર થાય તો આર્થિક સ્થિતિમાં પણ લાભ થવા સંભવ છે."

**માંડવી** તા. સ્કૂ. હે. મા. રા. રા. **છોટાલાલ કહાનદાસ પટેલ** તા. ૨૧–૭–૨૫ ના પત્રમાં લખે છે કે—

"આપનું 'સરલ ગુજરાતી બાળવ્યાકરણ' આદ્યંત લક્ષપૂર્વક વાંચીને મને પૂર્ણ સંતોષ થયો છે એમાં પ્રાથમિક શાળાને ઉપયોગી વ્યાકરણશાસ્ત્રની તમામ બાબતોનું નિરુપણ થએલું છે. પારિભાષિક શબ્દો પણ આ વિષયના બહાર પડેલા કેટલાક પુસ્તકાની માફક કલ્પિત નહિ, પરન્તુ સંસ્કૃત વ્યાકરણમાં વપરાએલા અન્વર્થ શબ્દોજ આપે રાખ્યા છે. વળી વ્યાકરણના શાસ્ત્રીય સિદ્ધાંતોમા સરલતાને કારણે જરાયણ સ્ખલન થવા પામ્યું નથી એ એની ખૂબી છે. ઉપરાંત હાલમાં ટેકસ્ટ બુક તરીકે આ વિષયમાં જે જે પુસ્તકો મંજૂર થએલાં છે તેના કરતા શિક્ષણની કલાની દૃષ્ટિએ આપનું પુસ્તક ચઢતું છે.

અર્થાત્ એ શિક્ષકોના દૃષ્ટિબિંદુથી રચાએલું હોવાથી કોઇપણ અનુભવી શિક્ષકને શિક્ષણ દરમ્યાન જે જે ગુંચવણ પડી શકે તેનું નિરસન રૂડી રીતે દૃષ્ટાંતો સહિત એમાં કરેલું માલૂમ પડે છે. છેવટે એના કદના પ્રમાણમાં એની કિંમત જે આપે રાખેલી છે તે પણ પ્રાથમિક સાળાના વિદ્યાર્થીઓને માટે સુયોગ્ય છે. આ સઘળાં કારણોથી સરકારી પ્રાથમિક શાળાઓમાં ટેકસ્ટ બુક તરીકે ચલાવવાને સદહુ પુસ્તક સંપૂર્ણ લાયકાત ધરાવે છે એવો મારો અભિપ્રાય છે."

---

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૯ | ૧૪ | ઘડા | ઘડી. |
| ૫૩ | ૪ | નામોથી | નામોની |
| ૬૨ | ૧૬ | વિભક્તિના | વિભક્તિનો |
| ૬૩ | ૭ | 'રાજાના' | 'રાજાનાં' |
| ૬૪ | ૨૦ | સર્વમાન | સવનામ |
| ૭૩ | ૧૫ | નમા | નામ |
| ૮૨ | ૨૩ | લૂગડાનો | લૂગડાંઓનો |
| ૧૦૮ | ૧૧ | તેનાથી | તારાથી |
| ૧૬૩ | ૧૦ | કર્મણિપ્રયોગ | કર્મણિપ્રયોગમાં |

